સંશોધન ગ્રંથમાળા–ગ્રંથાંક ૩૦
ભોળાભાઈ જેશિંગભાઈ અધ્યયન–સંશોધન વિદ્યાભવન

# શામળનું વાર્તાસાહિત્ય

વ્યાખ્યાતા
સ્વ. પ્રો. નવલરામ જગન્નાથ ત્રિવેદી,
એમ. એ.

ગુજરાત વિદ્યાસભા : અમદાવાદ

પ્રકાશક :
રસિકલાલ છો. પરીખ
અધ્યક્ષ
ભો. જે. અધ્યયન સંશોધન વિદ્યાભવન,
ગુજરાત વિદ્યાસભા, ભદ્ર, અમદાવાદ

વિ. સં. ૨૦૦૫ પ્રથમ મુદ્રણ ઇ. સ. ૧૯૪૮
પ્રત ૫૦૦

કીમત એક રૂપિયો

મુદ્રક :
મણિલાલ પુ. મિસ્ત્રી, બી. એ.,
આદિત્ય મુદ્રણાલય,
રાયખડ • અમદાવાદ

# નિવેદન

ભો. જે. અધ્યયન-સંશોધન વિદ્યાભવનની પ્રવૃત્તિનાં મુખ્ય બે અંગ છે: એક અધ્યાપન અને બીજું અધ્યયન-સંશોધન. આ બીજા અંગનાં પરિણામ પ્રકટ કરવા યોગ્ય થતાં લેખો દ્વારા કે નાના મોટા ગ્રંથો દ્વારા પ્રકટ કરવાની યોજના રાખવામાં આવી છે. આ યોજનામાં મુંબઈ સરકારે ૧૯૩૯ના માર્ચમાં મંજૂર કરેલી યોજનાનો પણ સમાવેશ થાય છે. વિદ્યાભવન તરફથી "વિદ્યાવિસ્તાર વ્યાખ્યાનો" તેમ જ "સંશોધન-વ્યાખ્યાનો" પ્રતિષ્ઠિત વિદ્વાનો પાસે અપાવવાની જે યોજના છે તે પ્રમાણે આપવામાં આવેલાં વ્યાખ્યાનો લિખિતરૂપમાં મેળવી આ યોજના પ્રમાણે પ્રસિદ્ધ કરવામાં પણ આવે છે. એ અન્વયે સ્વ. પ્રો. નવલરામ જ. ત્રિવેદીએ "શામળનું વાર્તાસાહિત્ય" એ વિષય ઉપર ઇ. સ. ૧૯૪૪ માં આપેલું "વિદ્યાવિસ્તાર વ્યાખ્યાનમાળા"નું આ વ્યાખ્યાન પ્રકટ કરવામાં આવે છે.

ગુજરાત વિદ્યાસભા,
અમદાવાદ
તા. ૧૩-૧૧-'૪૮

રસિકલાલ છો. પરીખ
અધ્યક્ષ
ભો. જે. અધ્યયન-સંશોધન વિદ્યાભવન

# અનુક્રમણિકા

# શામળનું વાર્તાસાહિત્ય[1]

## શામળની કૃતિઓ

શામળના વાર્તાસાહિત્ય વિશે વિચાર કરતાં પહેલાં એક પ્રશ્નનું નિરાકરણ કરવાની આવશ્યકતા છે, અને તે તો તેની સંદિગ્ધ કૃતિઓ. શામળના નામે ચડેલી નીચેની કૃતિઓ હું આ પ્રકારની ગણું છું : ગુલબંકાવલી, સુંદર કામદાર, ભોજની કથા, જહાંદારશા બાદશાહ, અને વિદ્યાવિલાસિની. આ પ્રશ્નની વિગતવાર ચર્ચા મેં અન્યત્ર કરી છે[2] માટે તે વાંચવાની જિજ્ઞાસુઓને વિનંતિ કરીને જ હું મારા વિષયમાં આગળ ચાલીશ.

શામળની કૃતિઓની સૌથી પ્રથમ યાદી તેણે પોતે જ આપી છે,[a] ત્યાર પછી કવિ નર્મદાશંકરે અને કવીશ્વર દલપતરામે શામળની કૃતિઓની આપેલી યાદીઓ અનુક્રમે 'નર્મગદ્ય' અને 'શામળ સતસઈ'-માં મળે છે, તે એકેમાં મેં જેને સંદિગ્ધ ગણી છે તે વાર્તાઓમાંથી એકેનું નામ ગણાવવામાં આવ્યું નથી. તેથી મેં સંદિગ્ધ માનેલી કૃતિઓનું અર્વાચીનપણું કેટલેક અંશે સિદ્ધ કરવામાં સહાય મળે છે. છતાં આ બાબતનો છેવટનો નિર્ણય તો સમય જ આપી શકે.

આ પ્રમાણે સંદિગ્ધ કૃતિઓ બાદ કર્યા પછી શામળની નીચે પ્રમાણેની કૃતિઓ રહે છે :

સિંહાસન બત્રીસી, સુડાબહોંતેરી,[3] નંદબત્રીસી, પદ્માવતી, ઉદ્યમકર્મસંવાદ, મદનમોહના, બરાસકસ્તૂરી અને ચંદ્રચંદ્રાવતી.

---

૧. તા. ૨૦-૧-'૪૪ ના રોજ ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના અનુસ્નાતક અને સંશોધન વિભાગના ઉપક્રમથી પ્રેમાભાઇ હૉલમાં આપેલું વ્યાખ્યાન

૨. શામળની સંદિગ્ધ કૃતિઓ (પછીથી છપાયેલો લેખ-"બુદ્ધિપ્રકાશ," વર્ષ ૯૩, પૃ. ૬૯-૭૯)

૩. સુડાબહોતેરી વાર્તા ૧૬ મી (ચર્ચા માટે જુઓ પરિશિષ્ટ ૧.)

આ કૃતિઓ વિશે વિચાર કરતાં શામળના સંબંધમાં ચર્ચાતા એક ખાસ પ્રશ્નને શરૂઆતમાં જોઈ લેવાની જરૂર છે, અને તે છે શામળની 'મૌલિકતા.'

## શામળની મૌલિકતા

શામળની કૃતિઓ મૌલિક છે ત્યારે પ્રેમાનંદની પરાવલંબી છે એમ વારંવાર કહેવાય છે અને તે માટે શામળની 'કહ્યું કથે તે શાનો કવિ ?' એ ઉક્તિનો ઉપયોગ કરવામાં આવે છે. પણ આ જાતની મૌલિકતાનો દાવો કરવાની પ્રથા આપણા દેશના સાહિત્યમાં નથી. આપણે ત્યાં તો ખરું જોતાં તેથી ઊલટી જ પ્રણાલિકા છે કે મોટામાં મોટો લેખક પણ પોતાની કૃતિ માટે જાણીતું વસ્તુ જ પસંદ કરે છે. એટલું જ નહિ પણ પૂર્વે થઈ ગયેલ કવિજનોના માર્ગનું અનુસરણ કરવામાં આ લેખકોને ગૌરવ લાગે છે. રામાયણના જાણીતા વસ્તુને રઘુવંશમાં ગૂંથનાર કાળિદાસ કહે છે—

> अथवा कृतवाग्द्वारे वंशेऽस्मिन् पूर्वसूरिभिः ।
> मणौ वज्रसमुत्कीर्णे सूत्रस्यैवास्ति मे गतिः ॥

પૂર્વે થઈ ગયેલા કવિજનોને આ પ્રમાણે અંજલિ આપવાની પ્રથા આપણા સાહિત્યમાં તો પ્રાચીન કાળથી જ ચાલી આવે છે. અને તે જ પ્રમાણે શામળે પણ પોતાની કૃતિઓમાં વારંવાર કર્યું છે :

> સંસ્કૃત કાલીદાસકૃત, નિરખ્યો ગ્રંથ જે નેહ,
> તે પ્રાકૃત પ્રીતે કરું, તમ કૃપાથી તેહ.

* * *

> સંસ્કૃતમાંથી શોધિયું, પ્રાકૃત કીધું પૂર;
> ભોજપ્રબંધ ભરતખંડમાં, નારાયણનું નૂર.

શામળે સ્વતંત્ર રીતે વાર્તાનું વસ્તુ શોધ્યું હોય એવું દષ્ટાંત માત્ર 'ભાભારામની વાર્તા (બત્રીસ પૂતળી)' છે. બીજું કોઈ દષ્ટાંત

મને દેખાયું નથી. શ્રી મંજુલાલ મજમૂદારે આ સંબંધમાં લખ્યું છે :[૪] "કેટલીક વાર તો શામળ ભટમાં ઊંચી સર્જનશક્તિનાં પણ દર્શન આપણને થાય છે. એક જ ઉદાહરણ બસ થશે. 'વૈતાળ પચીસી'ની શરૂઆતમાં સિદ્ધ ગુરુશિષ્યની સ્પર્ધાની સ્વતંત્ર કલ્પિત ચમત્કારિક આખ્યાયિકા ગોઠવીને, કવિએ પછી આવનારી પચીસ વાતોને માટે સુંદર પશ્ચાદ્ભૂમિ ઊભી કરી છે. તે પ્રસંગ મૂળ સંસ્કૃત ગ્રંથમાં અથવા તો બીજા જૈન કવિઓએ કરેલાં તે વાર્તાનાં સંસ્કરણોમાં પણ નથી." એ વાત બરાબર છે કે જે સાધનો શ્રી. મજમૂદારે ઉપર ગણાવ્યાં છે તેમાં શામળની 'મડાપચીસી'ની શરૂઆતની આખ્યાયિકા નથી; પરંતુ 'વેતાલપંચવિંશતિ'નાં તિબેટન તથા મોંગોલિયન ભાષામાં થયેલાં ભાષાન્તરોમાં આને મળતી આખ્યાયિકા પ્રારંભમાં મળી આવે છે. તેનો સાર નીચ પ્રમાણે છે :[૫]

હિંદના મધ્ય પ્રદેશમાં એક રાજ્યમાં સાત ભાઈઓ રહેતા હતા, જે સર્વ જાદૂગર હતા. તેનાથી એક માઈલ દૂર એક રાજા રહેતો હતો જેને બે પુત્રો હતા. તેમાંથી મોટો આ જાદૂગર ભાઈઓ પાસે જાદૂ શીખવા ગયો. ત્યાં તે સાત વર્ષ સુધી ભણ્યો, પણ તેને જાદૂનું રહસ્ય શીખવવામાં આવ્યું નહિ. એક દિવસ નાનો ભાઈ મોટા ભાઈને માટે ભાત લઈને ગયો ત્યારે તેણે બારણાની તિરાડમાંથી જાદૂનું રહસ્ય જોઈ લીધું. પરંતુ કદાચ જાદૂગરો આ જાણી ગયા હોય તો પોતાનું આવી જ બને, એટલે બન્ને ભાઈઓ પોતાને ઘેર નાસી આવ્યા અને નાનો ભાઈ ઘોડો બની ગયો. મોટાને આની ખબર પડી નહિ એટલે તેણે તો માન્યું કે નાના ભાઈ પાસે ઘોડો તો સરસ છે; એટલે તે તેના ઉપર સવાર થઈ ફરવા નીકળી પડયો.

---

૪. 'કવિ શામળ' (વડોદરા સાહિત્ય સભા)

૫. The Ocean of Story (Towney and Penzer), Vol. VI, pp. 242–246

પણ જાદૂના બળથી એ જાદૂગરોની પાસે જ ખેંચાઈ ગયો. તેમણે તેની પાસેથી ઘોડો વેચાતો લીધો અને તેને મારી નાખવાની તૈયારી કરી, એટલે ઘોડો માછલી બની ગયો. સાત જાદૂગરો તેને પકડવા બગલા બન્યા અને તેને જ્યાં પકડવા ગયા ત્યાં તો કબૂતર થઈ ગયો જાદૂગરો બાજ બની તેની પાછળ પડયા એટલે પેલો નાનો ભાઈ નાસીને ગુફામાં તપ કરતા નાગાર્જુનના ખોળામાં ભરાઈ ગયો. ઋષિએ તેના ગભરાટનું કારણ પૂછયું ત્યારે તેણે કહ્યું 'સાત જાદૂગરો મારી પાછળ પડયા છે. હું હવે તમારી માળાનો મેર બની જાઉં છું, તો તમે તેઓ આવે ત્યારે માળા તોડી નાખી મને તમારા મોંમાં સંતાડી દેજો.' ઋષિએ માળાના મણકા વેરી નાખ્યા એટલે તેનાં જીવડાં બની ગયાં અને જાદૂગરો કૂકડા બની તે ચપોચપ ચણવા લાગ્યા, એટલે ઋષિએ મેરને મોંમાંથી ઝડપથી બહાર કાઢયો કે તુર્ત જ તે લાઠી-ધારી મનુષ્ય બની ગયો અને તેણે ધડાધડ લાઠી મારી સાતે કૂકડાને હણી નાખ્યા. એક જીવને બચાવવા જતાં પોતે સાત જીવની હિંસાનું કારણ બન્યા એ જાણી ઋષિને શોક થયો; એટલે પેલા નાના ભાઈએ કહ્યું : 'તમે મને જીવિતદાન આપ્યું છે માટે હું તમે કહો તેમ કરી તમારું પાપ ધોઈ નાખવા તૈયાર છું,' ત્યારે ઋષિએ તેને જવાબ આપ્યો : 'શીતવનમાં એક વેતાલ છે તેનો કટિથી ઉપરનો ભાગ સોનાનો છે અને નીચેનો રત્નનો. તું મને તે લાવી દે તો હું પુષ્કળ સુવર્ણ મેળવી શકું, જેથી જંબુદ્વીપના લોકો હજારો વર્ષ સુધી સુખે રહી શકે. તે એક વૃક્ષ ઉપર ચડી જાય તો તું તેને તે કુહાડાથી પાડી નાખવાનો ભય બતાવજે એટલે તે નીચે ઊતરશે. પછી આ થેલામાં તેને નાખી તારી પીઠ પર તેને ઊંચકી લાવજે, પણ રસ્તામાં એક અક્ષર પણ બોલીશ નહિ.' રાજપુત્રે આ પ્રમાણે સર્વ કર્યું એટલે વેતાલે કહ્યું : 'રસ્તો બહુ લાંબો છે માટે કાંતો તું વાત કહે અથવા હું કહું.' રાજપુત્ર કાંઈ બોલ્યો નહિ એટલે વેતાલે વાર્તા શરૂ કરી.

આ વાર્તાને શામળની વાર્તા સાથે સરખાવતાં સ્પષ્ટ દેખાય છે કે શામળે લગભગ કાંઇ નવું સર્જન અહીં કર્યું નથી.

શામળે સિંહાસનદ્વાત્રિંશિકા, વૈતાલપંચવિંશતિ, ભોજપ્રબંધ, કથાસરિત્સાગર વગેરે સંસ્કૃત પુસ્તકો તથા ગુજરાતીમાં આ પુસ્તકો ઉપરથી લખાયેલ અને સ્વતંત્ર રીતે લખાયેલ તથા લોકવાર્તાઓ એ સર્વનો ઉપયોગ પોતાની કૃતિઓમાં છૂટથી કર્યો છે. જેમ જેમ તેની કૃતિઓનો તથા ગુજરાતી અને સંસ્કૃત વાર્તાસાહિત્યનો તુલનાત્મક અભ્યાસ થતો જશે તેમ તેમ આ હકીકત વધારે ને વધારે માલૂમ પડતી આવશે.

### શામળની મહત્તા

શામળની મહત્તા તેણે નવી વાર્તાઓ રચી તેમાં નથી, પણ જૂની વાર્તાઓને તેણે કુશળતાપૂર્વક રજૂ કરી તેમાં છે. જૂની વાર્તાઓનો ઉપયોગ તો તેની માફક અનેક કવિઓએ તેની પહેલાં પણ કરીને અનેક વાર્તાઓ લખી હતી, પણ શામળે જે જે વાર્તાઓ લખી તે સર્વના પૂર્વકવિઓ ભુલાઇ ગયા એ તેની જેવીતેવી સિદ્ધિ ન ગણાય. આખ્યાનોના સંબંધમાં પ્રેમાનંદે આ જ પ્રમાણે કર્યું હતું. તેણે પણ પોતાની પહેલાંના આખ્યાનકારોની કૃતિઓનો છૂટે હાથે ઉપયોગ કર્યો હતો, પણ તેની સાથે સાથે જ તેણે પોતાના તરફથી કલાનાં એવાં તત્ત્વો ઉમેર્યાં હતાં કે તેના સર્વ પૂર્વગામીઓ લગભગ વીસરાઈ જ ગયા.

શામળે જૂની કૃતિઓનો કેવો ઉપયોગ કર્યો છે, અને તેમાં તેણે કેવી અને કેટલી કુશળતા વાપરી છે તેનો વિગતવાર વિચાર અહીં એક વ્યાખ્યાનમાં ન થઈ શકે. તે માટે તો એક પુસ્તકની અથવા વ્યાખ્યાનમાળાની જરૂર પડે; એટલે હું અહીં માત્ર પ્રાથમિક ચર્ચા કરીને જ સંતોષ માનીશ.

## શામળની ટૂંકી કૃતિઓ

તે માટે હું પ્રથમ 'બરાસકસ્તૂરી' જેવી ટૂંકી કૃતિઓ લઈશ અને પછી 'બત્રીસ પૂતળી' જેવી લાંબી કૃતિઓ.

કવિ નર્મદાશંકરે લખ્યું છે: '"પદ્માવતી" અને "બરાસ કસ્તુરી" વગેરે ૪–૫ વાર્તાઓ એની સ્વકલ્પનાથી બનાવેલી લાગે છે.' પણ સામાન્યતઃ આ બરાબર નથી. પદ્માવતી વિશે બોલવાનું હવે પછી રાખી અહીં 'બરાસ કસ્તૂરી'ની મૌલિકતાનો વિચાર કરીએ તો લાગે છે કે 'બરાસ કસ્તૂરી'ની વાર્તા સોમદેવ–કૃત 'કથાસરિત્સાગર'ની શરૂઆતમાં જ આવતી ઉદયન અને વાસવદત્તાની વાર્તાને આધારે લખવામાં આવી છે. આ લાંબી વાર્તાનો ટૂંકો સાર એ છે કે વત્સરાજ ઉદયન ઉજ્જયિનીની રાજકન્યા વાસવદત્તા સાથે લગ્ન કરે છે અને તેની જ યુક્તિથી મગધરાજની કન્યા પદ્માવતીને પરણે છે.

શામળની 'બરાસકસ્તૂરી'ની વાર્તાનું મુખ્ય વસ્તુ પણ બરાબર આવું જ છે. માત્ર કૌશામ્બીનગરને બદલે કોસામ્બી નગરી, અને કૌશામ્બીના રાજા, રાણી, રાજપુત્ર અને તેની બે રાણીઓને બદલે ચિત્રસેન, પદ્માવતી, બરાસ, કસ્તૂરી અને ચંદ્રમુખી એટલો નામફેર છે. 'કથાસરિત્સાગર'ની ઉદયનની વાર્તામાં ઘણી આડકથાઓ આવે છે, ત્યારે શામળની વાર્તામાં મુખ્ય આડકથા એક જ–સ્ત્રીચરિત્રની વાર્તા આવે છે. બીજી એક અદ્ભુત વાર્તા દેવધર અને પ્રાણધર નામના સોરઠના સુથાર બંધુઓની પણ છે.

પરંતુ શામળ પોતાની વાર્તાઓનું વસ્તુ ક્યાં ક્યાંથી મેળવે છે અને તેને કેવી અને કેટલી કુશળતાથી યોજી શકે છે તે જોવા માટે આપણે આડકથાઓ અને મૂળકથાની વિગતો જોવી જોઈએ. તે પ્રમાણે આ કથાને જોઈએ.

(૧) કૌસાંબીનો રાજા સહસ્રાણિક ઇંદ્રના વિમાનમાં બેસીને જતો હતો ત્યારે અપ્સરા તિલોત્તમાએ તેને બોલાવ્યો, પણ તે પોતાની ભવિષ્યની રાણી મૃગાવતીના વિચારમાં હોવાથી તેણે આ સાંભળ્યું નહિ, તેથી અપ્સરાએ શાપ આપ્યો કે જેના વિચારમાં તું મારું સાંભળતો નથી તેનો તને ૧૪ વર્ષનો વિયોગ થશે. આ શાપ સારથિ માતલિએ સાંભળ્યો પણ રાજાએ તે સાંભળ્યો નહિ. (૨) રાજાએ મૃગાવતી સાથે લગ્ન કર્યું અને જ્યારે તે સગર્ભા થઈ ત્યારે તેને લોહીના તળાવમાં નાવાનું દોહદ થયું. રાજાએ સાચા ક્ષત્રિય તરીકે તે ઇચ્છા પૂરી પાડવાની પોતાની ફરજ છે એમ માન્યું, પણ તે માટે તેણે એવી યુક્તિ કરી કે તળાવમાં પતંગનો રંગ નખાવ્યો જેથી પાણી લાલ થઈ ગયું. રાણી તેમાં સ્નાન કરતી હતી તેવામાં ગરુડ તેને માંસનો લોચો માની ઉપાડી ગયો; પણ પર્વત ઉપર મૂકતાં તે જીવતી સ્ત્રી છે એમ જાણી તેને છોડીને ચાલ્યો ગયો. (૩) રાણીને ત્યાં જમદગ્નિઋષિ જેમનો આશ્રમ પાસે હતો તેમણે આશ્રય આપ્યો અને અહીં કુમાર ઉદયનનો જન્મ થયો. (૪) એક વખત એક મદારી પાસેથી તેણે પોતાની માએ આપેલ રત્નકંકણ આપી એક નાગને છોડાવ્યો, તેથી નાગે પ્રસન્ન થઈ તેને અદ્ભુત સૂરવાળી વાંસળી, મેલું ન થાય તેવું વસ્ત્ર, ન ભૂંસાય તેવું તિલક, અને પાન બનાવવાની વિદ્યા આપી. (૫) પેલા કંકણની મદદથી છેવટે રાજાને ૧૪ વર્ષે રાણી તથા કુમાર ઉદયનનો મેળાપ થયો.

બરાસ કસ્તૂરીની વાર્તામાં આ પાંચે વિગતો બરાબર મળતી આવે છે. માત્ર વરદાનની વિગતમાં થોડો ફેર છે. બરાસને નાગ વસ્તુ આપવા ઉપરાંત એવું 'વચન' આપે છે કે તેને કોઈ ઘાત, નજર, ચોટ, વ્યાધિ કે ઉચાટ અસર કરી શકશે નહિ. તે સમુદ્રમાં પણ ડુબશે નહિ અને કોઈ વિષ તેને મારી શકશે નહિ. તેને અપાર બુદ્ધિ અને ચાતુરી પ્રાપ્ત થશે, જેથી તે કોઈથી હાર પામશે નહિ. અને છેવટે મુશ્કેલી પડે ત્યારે નાગે તેને સંભારવાનું કહ્યું. શામળ

આ પ્રમાણે વિગતોમાં ફેરફાર કરે તે સામે વાંધો દર્શાવી શકાય નહિ. પોતાના જમાનાના શ્રોતાઓ સમજી શકે તે દૃષ્ટિથી તેણે આ ફેરફારો કર્યા લાગે છે; પરંતુ આ વરદાનોનો વરસાદ વધારે પડતો થઈ ગયો લાગે છે તે સામે વાંધો દર્શાવી શકાય. જો બરાસ પાણીમાં ડુબે તેમ નથી તો પછી તે વિમાન તૂટી પડતાં સમુદ્રમાં પડે છે, ત્યાં લાકડાને વળગે છે શા માટે, અને વળી ગભરાય છે શા માટે?

ભાગ્યું પણ લાકડું કહેવાય, તેને વળગી પડયો તે રાય;
જીવ્યાની આશ મનમાં નથી, પણ ધીરજ રાખી અમથી.
હદેમાં રાખ્યા શ્રી ભગવાન, તુંહી તુંહી એમ ધરે ધ્યાન;
તું મને ઉગાર સ્વામ, સમુદ્રમાં પથ્થર તાર્યા રામ.

શામળની કલ્પના–સૃષ્ટિમાં ક્યાં એવી ખોટ હતી કે તેણે આ વિમાનને પાણીમાં પણ ન ચલાવ્યું? કસ્તૂરાવતીનો વિયોગ રાજાને કરાવવો હતો તો એમ કહી શકાત કે બરાસ થોડી વારતો ભૂલી ગયો, એટલે પોતે તો વરદાનને બળે સમુદ્રમાં તરતો રહ્યો અને તેને ઘાત નડી નહિ. પણ કસ્તૂરી મચ્છ ગળી ગયો પછી તો નાગને સ્મરે છે, એટલે પેલું વિમાન જળમાં ચાલવા લાગે છે. જો કે ઝપાટાબંધ ઊડવા માંડે તો પછી વાર્તા અટકી જાય છે; એટલે વાર્તાને ચલાવવા માટે વિમાનને અટકાવવું જોઈએ માટે જ વચમાં કંઈ રહી જાય છે. વરદાનની જરૂર ન હતી એમ મેં શરૂઆતમાં વાંધો દર્શાવ્યો છે તે બરાબર છે. વારુ, બરાસ આ જ દહાડે એક ઉજ્જડ બેટમાં પહોંચે છે, ત્યાં નાગનું સ્મરણ કરે છે, એટલે નાગ એક દોરો નાખે છે. રમતમાં બરાસ અંગૂઠા પર વીંટે છે એટલે તે પોપટ બની જાય છે. પછી અદ્ભુત રીતે બચી ગયેલી કસ્તૂરાવતી પાસે તે ઊડી જાય છે અને તે દોરો છોડી તેને ફરીથી મનુષ્યરૂપમાં લાવે છે. અહીં પણ મને દોરો વધારે પડતો લાગે છે. દોરા કે કસ્તૂરીની મદદ વિના સીધી રીતે નાગ જ બરાસને પોપટ બનાવી શકત અને કસ્તૂરી પાસે તેને મોકલી પાછો તેને અસલ સ્વરૂપમાં લાવી શકત. પણ આમાં કદાચ

પુરુષપ્રયત્નને અવકાશ ન રહેત; કર્મ એકલું જ તો પછી બળવાન બની જાત; એટલે તેની સાથે ઉદ્યમને ભેળવવા માટે શામળે દોરો બાંધવા છોડવાની વિગત દાખલ કરી હોય તો ભલે; પણ મને આ બધું જરા વધારે પડતું અને બરાબર બંધ ન બેસતું લાગે છે.

આ તો હું ઘણો આગળ નીકળી ગયો. વારુ, ત્યારે ઉદયન અને તેના પિતાનો મેળાપ થયો એમ આપણે જોઈ ગયા, પણ તે મેળાપ ટૂંક મુદ્દતનો જ બન્યો. બરાસના સંબંધમાં પણ તે જ પ્રમાણે બન્યું. બરાસ ગોફણથી પથ્થરો ઉરાડે છે તે એક ઋષિને વાગે છે અને તે કહે છે કે જા, પરાક્રમ કરવું હોય તો કસ્તૂરીને પરણવા માટે નીકળી પડ. એટલે બરાસકુમાર કસ્તૂરીની શોધમાં પ્રધાનપુત્ર સાથે નીકળે છે ત્યાં રસ્તામાં એક શહેર આવે છે તે આખું જ શહેર હાલતાં ચાલતાં લાકડાંનાં પૂતળાંઓનું બનેલું છે. દેવધર નામના સુથારે પોતાના આનંદ માટે તે રચ્યું હતું. દેવધર અને તેના ભાઈ પ્રાણધરે લાકડાના યાંત્રિક હંસ પાસે રાજાના ભંડારમાંથી ચોરી કરાવી, પણ પકડાઇ જવાનો ભય ઊભો થતાં બન્ને કાષ્ઠનાં વિમાનો મારફત નાસી છૂટયા. દેવધરનું વિમાન ચારસેં જોજનની શકિતવાળું હતું અને દેવધરનું આઠસેં, તેથી દેવધર તો આગળ ચાલ્યો ગયો અને પ્રાણધરે વિમાન અટકયું ત્યાં આ શહેર વસાવ્યું. તેણે આપેલા વિમાનમાં બેસી બરાસ અને પ્રધાનપુત્ર કસ્તૂરીના શહેરમાં ગયા અને એક માલણને ત્યાં ઊતર્યા. માલણે કસ્તૂરીના પૂર્વજન્મની હકીકત કહી કે તે હંસી હતી અને તેનો પૂર્વજન્મનો પતિ હંસ આવી મળે તેની રાહ જોતી હતી. આ વાત સાંભળી આ બન્ને ભગવા કછોટા ધારણ કરી 'ફકીર' બન્યા અને રાજપુત્ર 'હે હંસા' એમ શહેર આખામાં ફરતી વખતે બોલવા લાગ્યો. આ વાત જાણી કુંવરીએ બન્નેને બોલાવ્યા. તેમણે બરાબર ગોઠવીને એવી રીતે હંસના પૂર્વભવની કથા કહી કે કુંવરી બરાસને વરી. પછી પ્રાણધર, જે આજ નગરમાં આવી રહ્યો હતો તેને બરાસે તેના ભાઈ દેવધરની વાત

કહી અને તેનાં બનાવેલાં બે વિમાનોમાં બેસી બરાસ કસ્તૂરી અને પ્રધાનપુત્ર તથા સુથાર ઊડયાં; પણ બરાસ કસ્તૂરીનું વિમાન સમુદ્રમાં તૂટી પડયું ત્યાં કસ્તૂરીને મચ્છ ગળી ગયો, પણ છેવટે એક માછીમારની જાળમાં મચ્છ પકડાતાં કુંવરી બચી ગઈ અને રાજા જે તેના બાપનો સગો નીકળ્યો તેને ત્યાં રહી. બરાસના હાથમાં પાટિયું આવી ગયું તેની મદદથી તે કિનારે નીકળ્યો અને ત્યાં પોતે બચાવેલ નાગે અદૃશ્ય રીતે ફેંકેલ દોરો અંગૂઠે વીંટતાં પોપટ બની ગયો. હવે તેણે કસ્તૂરી પાસે જ જવું જોઈએ. તે પ્રમાણે તે ગયો અને તેણે દોરો છોડતાં પોપટનો ફરી માણસ બની ગયો.

આ આખો પ્રસંગ પણ કથાસરિત્સાગરની વાર્તા ઉદયન અને અને વાસવદત્તાના પુત્ર નરવાહનદત્ત અને કર્પૂરસંભવના રાજા કર્પૂરકની પુત્રી કર્પૂરિકાનું લગ્ન કેવી રીતે થયું તે ઉપરથી લીધી છે. નાયક નાયિકાનાં નામમાં ફેર છે; પણ સુથાર ભાઈઓનાં નામોમાંથી એક એમનું એમ રાખ્યું છે. પણ રાજ્યધરને શામળે દેવધર કહ્યો છે.

મૂળમાં નાયક નાયિકાને રસ્તામાં શામળે વર્ણવ્યો છે તેવો કોઈ અકસ્માત નડતો નથી. છતાં શામળે નાયિકાને મચ્છ ગળી જવાની જે વાત કહી છે તેનું મૂળ 'કથાસરિત્સાગર' ની જ ઉદયનની વાર્તાની એક આડકથામાંથી મળે છે. લોહજંઘ એક મરેલા હાથીની ખોલમાં ઊંઘી જાય છે અને પછી વરસાદમાં ઘસડાઈને તે સમુદ્રમાં ગંગા નદી મારફત તણાઈ જાય છે. ભીંજાવાથી સંધાઈ ગયેલા આ ચર્મને ગરુડ પક્ષી કિનારે ઉડાવી જાય છે અને ચાંચ મારી તેમાંથી લોહજંઘને બહાર કાઢે છે.

આ વાર્તામાં શામળ સ્ત્રીચરિત્રની આડકથા કહે છે તેમાં વણિક્પુત્ર સોમદત્ત શિવદત્તને ત્યાં સ્ત્રીવેશે રહે છે, અને પછી ત્યાંથી નાસી જઈ પુરુષવેશે પોતાની પત્ની પાછી માગવા આવે છે ત્યારે શિવદત્ત પોતાની પુત્રવધૂને આપી તેનું મન મનાવે છે એ

આખા પ્રસંગનું મૂળ પણ 'કથાસરિત્સાગર'માં મૂળદેવ જાદૂગરની વાત આવે છે, તે ઉપરથી લેવામાં આવ્યું છે. 'વૈતાલપંચવિંશતિ'ની ચૌદમી કથા આ જ પ્રસંગનું આલેખન કરે છે, અને શામળે પણ 'મડાપચીશી'ની ૧૬ મો કથા તરીકે તે મૂકેલ છે.

બરાસ કસ્તૂરીની શોધમાં જાય છે અને માલણને ત્યાં ઊતરે છે તે વિગત પણ, નરવાહનદત્તની વાર્તાની વિગતને મળતી આવે છે. પણ તેમાં શામળમાં થોડી બેદરકારી દેખાય છે. બરાસને માલણે કહ્યું કે કસ્તૂરી મારી બહેનપણી છે અને તેણે પોતાના પૂર્વજન્મની અત્યંત ખાનગી હકીકત માત્ર મને જ કહી છે. માલણ આ રહસ્ય બરાસને અને રાજપુત્રને કહી દે છે અને તેઓ કસ્તૂરીને પોતાની ઓળખાણ આપતાં પોતે માલણને ત્યાં ઊતર્યા છે એમ કહે છે. કસ્તુરીમાં સામાન્ય સમજણ હોય તોપણ તે જાણી જાય કે કદાચ માલણે જ પોતાની વાત કહી દીધી હોય; પણ અત્યંત બુદ્ધિશાળી કહેવાતી આ રાજકન્યાને આટલી પણ શંકા જતી નથી તે નવાઈ જેવું લાગે છે. શામળ તેને મૂર્ખ મનાવવા ઇચ્છતો નથી, એટલે અહીં ચોખ્ખી બેદરકારી દેખાય છે. અથવા નવાઇ ન પણ લાગવી જોઇએ.

મુખ જોતાં દુઃખ જાય તે હતું કસ્તુરાવતી છે નામ,
ભર જોબન વરસ તેરની સ્વ હસ્તે...........

ભલેને શામળ કહેતો 'ભર જોબન' પણ 'વરસ તેરની' જ ને ? એ બીચારું બાલક શું સમજે ?

વારુ. પણ મૂળમાં આવી—એટલે કે 'ભર જોબન વરસ તેર'ના જેવી નહિ—પણ ક્ષતિ નથી. નરવાહનદત્ત એક વૃદ્ધ સ્ત્રીને ત્યાં ઊતરે છે અને તેની પુત્રી રાજપુત્રીની સખી છે. રાજપુત્રીએ પોતાના પૂર્વ-જન્મની કથા પોતાની સખીને કહી છે અને તેણે તે પોતાની માને કહી છે. હવે આ માતા તે વાત રાજકુમાર તથા પ્રધાનપુત્રને કહે છે, અને રાજકુમારી જ્યારે પ્રશ્ન કરે છે ત્યારે બેમાંથી કોઇ પોતે

ક્યાં ઊતર્યા છે તે કહેતા નથી. અને કદાચ કહ્યું હોત તોપણ આપણને વાંધો લાગે તેમ નથી, કારણ તે વૃદ્ધ સ્ત્રી ઘણી કુલિન છે અને રાજપુત્રને જોઈને તથા તેની વાત સાંભળીને તે બોલી ઊઠે છે કે રાજકુમારીનો પૂર્વજન્મનો પતિ તું જ છે, એમ મને ખાત્રીથી લાગે છે. ત્યારે શામળની વાર્તામાંના રાજકુમારે ખાનગી વાત જાણી લઈ કસ્તૂરીને પરણવા માટે ઢોંગ કર્યો હોય એમ ચોખ્ખું દેખાય છે.

આ 'કસ્તૂરી' નામ પણ કઢંગું નથી લાગતું ? કદાચ શામળના સમયમાં નહિ પણ લાગતું હોય. પણ બરાસ નામ તો તેણે કર્પૂરિકા ઉપરથી જ લીધું લાગે છે. અને બરાસની સાથે તો પછી કસ્તૂરી જ હોય ને ?

શામળે સ્ત્રીચરિત્રની આડકથા આ વાર્તામાં મૂકી છે તે કોઈ લોકકથા ઉપરથી લીધી લાગે છે. તેની અંદર વણિકપુત્રની વધૂ પોતાના નિર્દોષ અને પ્રેમાળ પતિનું જે નિષ્ઠુર રીતે ખૂન કરે છે તે ઘૃણાસ્પદ લાગે છે. ખરું જોતાં આ આડવાર્તાનો કાંઈ જ ઉપયોગ નથી. સિવાય કે શામળની પાસે એક લોકરુચિને માફક આવે તેવી વાર્તા હતી, અને તે ગમે ત્યાં મૂકી દેવા માગતો હતો.

શામળની વાર્તાઓ વિશે વિચાર કરતાં તેના શ્રોતાવર્ગનો ખ્યાલ રાખવાની ખાસ જરૂર છે. આ ગામડાંના અશિક્ષિત ખેડૂતોમાં ઝીણી ઝીણી વિગતોમાં ઊતરવા જેટલી સમજણ ન હતી, એટલે ઉપર માલણના સંબંધમાં દર્શાવી તેવી ક્ષતિઓ શામળની કૃતિઓમાં રહી જવા પામી છે. તેના શ્રોતાઓ તો મોટી મોટી બાબતો ઉપર જ ધ્યાન આપતા હતા, એટલે શ્રોતાઓને રસ પડે તેવા બનાવો જેમ વધારે આવે તેમ સારું એવી વૃત્તિ વાર્તાકારની પણ થઈ જાય એ સ્વાભાવિક છે. પોતાના પતિને મારી નાખી તેની ગાંસડી બાંધીને સમુદ્રમાં ફેંકી દેનાર અને પછી જ્યાં એક પુરુષની હિંમત ચાલતી નથી ત્યાં, સડસડાટ દોરડા વતી મેડી ઉપર ચડી જઈ એક ઊંઘતા

પુરુષનું માથું કાપી લાવી પોતાના સંગાથીને સોંપનાર સ્ત્રીની વાત આપણને જુગુપ્સા ઉપજાવે, પણ શામળના શ્રોતાઓ તો તે સાંભળી કદાચ અદ્ભુત રસના સાગરમાં અવગાહન પણ કરતા હોય.

'ચંદ્રચંદ્રાવતીની વાર્તા' પ્રાચીનકાવ્ય ત્રૈમાસિકના ૭ મા વર્ષના ૧ લા અંક તરીકે ઈ. સ. ૧૮૯૧ માં છપાઈ છે. હરગોવિંદ દ્વારકાદાસ કાંટાવાળા અને નાથાશંકર પૂજાશંકર શાસ્ત્રીએ પ્રસ્તાવનામાં દર્શાવ્યું છે કે આ વાર્તાની એક હાથપ્રત તેમને ચકલાશીના શુકલ ભીખાભાઈ શિવરામે મેળવી આપી, બીજી ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના સંગ્રહમાંથી મળી હતી, અને ત્રીજી પ્રત તરીકે તેમણે કાવ્યદોહનને ગણ્યું છે.

ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની હાથપ્રત પુરાણી ગોવિંદરામ સંપતરામે લખી છે એમ તેના અંતે લખાણ છે. આ હાથપ્રત બાળબોધ લિપિમાં એકધારા અને સુંદર સુવાચ્ય અક્ષરોમાં લખાયેલી છે. ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ સં. ૧૯૦૭ માં પુરાણી ગોવિંદરામ પાસે કેટલીક હાથપ્રતોની નકલો પોતાના પુસ્તકાલય માટે કરાવેલી તેમાંની એક નકલ આ છે. આ નકલને ત્રૈમાસિકના સંપાદકો 'અધુરી પ્રત' કહે છે, પણ અધૂરી એટલે પંક્તિઓ ખૂટતી એવો તેનો અર્થ કરવાનો નથી, પરંતુ ઘણી ભૂલોવાળી એવો અર્થ લેવો તે યોગ્ય છે, કારણ કે હાથપ્રત પંક્તિઓની દૃષ્ટિથી તો લગભગ સંપૂર્ણ જ છે. હાથપ્રતમાં છેવટે બે પંક્તિઓ છે ત્યારે ત્રૈમાસિકમાં ચાર છે, એટલો જ ફેર છે.

હાથપ્રત

ગાય શિખે ને સાંભળે
તેને પ્રસન ઉમયા ઈશ.

ત્રૈમાસિક

વિશ્વનાથ વિશ્વેશ્વરે,
સાય કરી જગદીશ;

ચંદ્રચંદ્રાવતી વર્ણવી,
પ્રસન્ન ઉમયા છેક.
ગાય શીખે ને સાંભળે,
મનના પોંચે કોડ;
એક વાર સૌ બોલજો,
જય જય શ્રી રણછોડ.

શુકલ ભોખાભાઈ–વાળી પ્રતનો પત્તો નથી. અને 'કાવ્યદોહન'-ને સંપાદકોએ ત્રીજી પ્રત ગણી છે.

આ વાર્તામાં 'ઓરીસા જગનાથ' એ શબ્દો ૪૭૫મી કડીમાં આવે છે તે શંકા ઉપજાવે તેવા છે. 'ઓરીસામાં આવેલ જગન્નાથ-પુરી' એવો તેનો અર્થ છે. પણ શામળના વખતમાં ઉરિયા કે ઓઢિયા શબ્દો હોઈ શકે, ઓરીસા નહિ. પણ આ વિશે અત્યારે કાંઈ કહી શકાય નહિ, કારણ કે એકાદ પ્રયોગ તો લહિયાઓની ભૂલને લીધે પણ પેસી જાય.

આ વાર્તાનો મોટો ભાગ સમસ્યાઓ અને પ્રાસ્તાવિક છપ્પાઓ જ રોકે છે. વાતમાં કાંઈ માલ નથી. માળવાના શ્રીહડ દેશનો રાજકુમાર ચંદ્રસેન પ્રધાનપુત્રની સાથે યાત્રાએ નીકળે છે. શ્રી–મેલાપાટણમાં આવીને તે એક માલણને ત્યાં ઊતરે છે અને તેની મદદથી રાજકુમારી ચંદ્રાવતીને મળે છે. ચંદ્રાવતી તેને બે ચાર નહિ પણ સામટી ૩૨+૭ સમસ્યાઓ પૂછે છે. તેના જવાબ આપી ચંદ્રસેન પણ સામી ૩૨ સમસ્યાઓ પૂછે છે, જેના જવાબ ચંદ્રાવતી આપી શકતી નથી, પણ સંપાદકો આપે છે. શામળની વાર્તાઓમાં સામાન્ય રીતે બને છે તેના કરતાં અહીં ઊલટું જ બને છે તે અજાયબી પમાડે તેવું છે. શામળ સ્ત્રીઓની ગમે તેટલી નિંદા ભલે કરતો હોય, પણ બુદ્ધિમાં તો તે પુરુષો કરતાં ચડિયાતી મોટે ભાગે માલૂમ પડે છે. અને કદાચ થોડી ઊતરતી કોઈક જગ્યાએ મળી

આવશે, પણ ૩૨ માંથી એકે સમસ્યા ન આવડે એટલી બધી મંદબુદ્ધિની તો નહિ જ. મને તો એ જ નવાઈ લાગે છે કે આવી મૂર્ખ સ્ત્રી ૩૯ પ્રશ્નો પૂછી કેવી રીતે શકી હશે ? કે પછી અત્યારના કેટલાક પરીક્ષકો કરે છે તેમ જૂના પ્રશ્નોમાંથી તેણે તફડંચી કરી હશે ?

પણ એક હકીકત ધ્યાનમાં રાખીએ તો કદાચ આ બધું (જો કે હવે પછી આવશે તે નહિ) સમજી શકાય અને માફ પણ કરી શકાય, અને તે છે તેનું વય—

> એકાદશ વર્ષની અર્ભકી, ચતુરા ચતુર સુજાણ;
> ચંતનોથી ચોસઠ ઘણી પદ્મની પૂર પ્રમાણ.
> રૂપે રંભા સારખી, વપુએ જોબન વેશ.

પોતે બુદ્ધિશાળી નહિ છતાં ચંદ્રાવતી બુદ્ધિની કદર કરી શકે છે. ચંદ્રસેન ઓળખે છે ત્યારે તે તેને પતિ તરીકે સ્વીકારે છે. પણ રાજકુમારને યાત્રાની વાત યાદ આવે છે અને તે વીસ દિવસે પાછા ફરવાનું જણાવી ફરી પ્રવાસે નીકળી પડે છે.

પ્રસ્તાવનામાં 'એક માસનો વાયદો કરી' એ શબ્દો લખ્યા છે, પણ વાર્તાના શબ્દો આવા છે, અને કાંઈ નહિ તો છેવટ તેમાં રહેલી અતિશયોક્તિની ખાતર તે ઉતારવા જોઈએ :

> વીસ દિવસનો કર્યો વાયદો, કોય ન જાણે એ કાયદો.
> પાચ ક્રોડ પ્રતિજ્ઞા કરી, ગંધર્વ વિવાહે રાણી વરી;
> સાત કરોડેક ખાધા સમ, કામની હું નવ આવું કદમ.

સમસ્યાઓમાં ગણિતનું ઊંડું જ્ઞાન દર્શાવતો શામળ અહીં સાદું ગણિત પણ વીસરી ગયો લાગે છે. વીસ દિવસમાં તો એ જમાનામાં, કેટલી જાત્રા થાય ? અને પાંચ કરોડ પ્રતિજ્ઞા અને સાત કરોડ સમ ખાવામાં કેટલો સમય લાગે ? હાથમાં ઘડિયાળ

રાખીને હું કહું છું કે પાછળના શબ્દો છોડી દઈએ અને હું સમ ખાઉં છું,' 'હું પ્રતિજ્ઞા કરું છું' એટલું જ બોલવામાં પણ દરેક વખતે એક સેકંડ લાગે છે, એટલે ઓછામાં ઓછી ચંદ્રસેનને બાર કરોડ સેકંડ લાગી હશે, એટલે કે બરાબર ૩ વર્ષ, ૧૦ મહિના, ૨૧ કલાક અને વીસ મિનિટ !

કવિએ શરૂઆતમાં કહેલા શબ્દો પણ ઉતારવા લાયક છે :

વિષ્ણુ વિરંચી વંદીને, વેદને કરું વિવેક
ચદ્રચંદ્રાવતી વર્ણવું, નાટક કેરો નેક.
રાગ વર્ણન ને રાગણી, ચચળ ચતુરાઈ ચેન;
ગ્રન્થ કરે ગરવો ઘણો, અક્કલ અર્ણવ એન.
સાખી સમશ્યા સોરઠો, પિંગળ કેરા પાઠ,
જાણ હશે તે જાણશે, કરવીને કરું ઠાઠ.

એટલે આમાં તો નાટક છે અને રાગ તથા રાગણી પણ છે. આખા ગ્રન્થમાં દોહરા, ચોપાઈ અને છપ્પા સિવાય બીજું કાંઈ જ નથી. પણ ગદ્યખંડનેયે રાગમાં તો મૂકી શકાય એમ જાણકારો કહે છે, તો પછી આ પદ્યખંડોને કેમ ન મૂકી શકાય ? અને નાટકને જો કાવ્ય કહિ શકાય, તો કાવ્યને નાટક કેમ ન કહી શકાય ?

ત્યાં રાજવતીનો રાજા જે માળવાનો વિરોધી હતો તે તેને કેદ કરે છે, અને અહીં ચંદ્રાવતીને ગર્ભવતી જાણી તેનો પિતા દેહાંતદંડ ફરમાવે છે, પણ પ્રધાન તેને પોતાને ત્યાં આશ્રય આપે છે. ચંદ્રાવતી આમ મૃત્યુના મુખમાંથી છૂટે છે ત્યાં વળી ચંદ્રસેન તેમાં જઈ પડે છે. પણ તેનોયે છૂટકારો થાય છે. રાજવતીની રાજકુમારી નિધિનંદિની આ ફાંસીના માંચડે લઈ જવામાં આવતા રાજકુમારના પ્રેમમાં પડે છે એટલે રાજા તેને પોતાની પુત્રી સાથે પરણાવી દે છે, એટલું જ નહિ પણ પોતાનું રાજ પણ સોંપી દે છે. પછી ચંદ્રસેન નિધિનંદિનીને

લઈ ને શ્રીમેલાપાટણ ઊપડે છે અને ત્યાં પ્રધાન તેને ચંદ્રાવતી તથા તેના કુંવરનો મેળાપ કરાવી આપે છે. છેવટે ચંદ્રસેન સહકુટુંબ પોતાની વાટ જોઈ રહેલા પિતાને મળે છે અને નગરમાં આનંદોત્સવ થાય છે.

શામળની સર્વ વાર્તાઓ સાદ્યંત વાંચવાનો દૃઢ નિશ્ચય ન કર્યો હોય તેવો માણસ આવી ઢંગધડા વિનાની વાતને અધવચ્ચ ચોક્કસ પડતી મૂકે, અને ફરીથી હાથમાં ઝાલે નહિ.

'પદ્માવતીની વાર્તા' કેટલીક બાબતોમાં 'ચંદ્રચંદ્રાવતી'ને મળતી આવે છે. ચંપકસેન રાજાનો પુત્ર પુષ્પસેન નગરશેઠની પુત્રીને મળે છે અને તે દરમિયાન બે વાઘ આવેલા તેને મારવા માટે સર્વ નગરજનો ગયાં તેમાં હાજર રહી શકતો નથી. રાજકુંવરને દેશવટો આપે છે પણ તે પહેલાં નગરશેઠની કન્યા સુલોચનાની સાથે તેનું લગ્ન કરી આપે છે. પુષ્પસેન પ્રધાનપુત્રની સાથે નગર બહાર નીકળે છે અને પછી પ્રધાનપુત્રને પાછો વિદાય કરે છે. રાજકુમાર ધારાનગરીમાં જાય છે અને ત્યાંના રાજા કુન્તિભોજની પુત્રી પદ્માવતી સાથે ગુપ્ત લગ્ન કરે છે. રાજાને આની જાણ થતાં તે તેનો વધ કરવાની આજ્ઞા આપે છે, પણ પ્રધાન અને પદ્માવતી મળી તેને ઉગારી લે છે અને ચંદ્રાવતી નામની ગણિકાને ત્યાં પુષ્પસેન રહે છે. આ ગણિકા ત્યાંથી કુન્તિભોજ રાજાને પ્રસન્ન કરે છે અને તેની પુત્રીનું ચંપાવતીના રાજા ચંપકસેનના પુત્ર પુષ્પસેન સાથે લગ્ન કરાવવા માટે તેનું મન વાળે છે. છેવટે તે પુષ્પસેનને હાજર કરે છે. રાજકુમારીને લઈને બરાબર બાર વર્ષ પૂરાં થયાં તે જ સમયે પુષ્પસેન સુલોચનાને અને પોતાનાં માતાપિતાને આવી મળે છે.

'ચંદ્રચંદ્રાવતી' માં રાજકુમાર યાત્રાએ નીકળે છે અને ત્યાં રાજકુમારી સાથે ગાંધર્વવિવાહથી જોડાઈ ચાલ્યો જાય છે. રાજા પુત્રીના કૃત્યનો વિરોધ કરે છે, પ્રધાન વચ્ચે પડે છે અને છેવટે બન્નેનાં વિધિસર લગ્ન થાય છે. આના જેવો જ બનાવ બીજી વખત

બને છે, એટલે કે રાજકુમાર વિરોધી રાજાની પુત્રી સાથે લગ્ન કરે છે અને છેવટે ઘેર આવી માતપિતાને મળે છે. એટલે 'ચંદ્રચંદ્રાવતી' 'પદ્માવતી'નું નિર્બળ અનુકરણ હોય તેમ લાગે છે. બન્નેમાં સંખ્યાબંધ સમસ્યાઓ આવે છે, પણ પદ્માવતીની સમસ્યાઓ ચંદ્રચંદ્રાવતીની કરતાં વધારે સારી વાર્તામાં બંધબેસતી આવે તેવી લાગે છે, એટલે આ સમસ્યાઓમાં અને તેના ઉપયોગમાં વધારે કલા દેખાય છે.

પદ્માવતીની વાર્તાની શિલાછાપ આવૃત્તિ ઇ. સ. ૧૮૫૮ માં છપાયેલી તેના મુખપૃષ્ઠ પરના શબ્દો સૂચક છેઃ " 'પદ્માવતીની વાર્તા' દોહરા ચોપાઈથી કરેલી વાંચનારાઓને બુદ્ધિ તથા ચતુરાઇ વધે તેને વાસ્તે લલુભાઈ અમીચંદે પોતાના છાપખાનામાં છાપી છે."

શામળ શામાટે સમસ્યાઓ બહુ મૂકે છે તેનું કારણ ઉપર દર્શાવેલા શબ્દોમાંથી મળી આવે છે. લોકો આ વાર્તાઓ દ્વારા પોતાની બુદ્ધિ અને ચતુરાઈ વધારવાની ઉમેદ રાખતા હતા.

પદ્માવતીની વાર્તા શામળે સં. ૧૭૭૪ માં રચી હતી. શામળની જે કૃતિઓનું રચ્યાવર્ષ મળે છે, તેમાં આ સૌથી વહેલી કૃતિથી. તેની મોટી કૃતિઓ 'સિંહાસન બત્રીસી' અને 'સુડા બહોંતેરી' આના પછી લખાઈ હતી.

એકંદરે આ વાર્તા વાંચવી ગમે તેવી છે અને તેમાં શામળની વાર્તાકાર તરીકેની શક્તિ સારા પ્રમાણમાં દેખાય છે. આની સાથે સરખાવતાં ચંદ્રચંદ્રાવતી અને મદનમોહનાની કૃતિઓ ઝાંખી લાગે છે. 'બરાસકસ્તૂરી' વાર્તારસમાં આના કરતાં ચડી આવી છે, પણ 'પદ્માવતી' તેના કરતાં વધારે સારી કલાકૃતિ છે.

'નંદબત્રીસી' પ્રસિદ્ધ લોકવાર્તા છે. અનેક ગુજરાતી કવિઓએ શામળની પહેલાં તેની ઉપર પોતાની કલમ અજમાવી હતી. અને તે યોગ્ય જ છે, કારણ આ વાર્તાનો ઉદ્દેશ શીલનો મહિમા ગાવાનો છે. શામળે આ કૃતિમાં પણ તેની અન્ય કૃતિઓની માફક જ પોતાના

પુરોગામીઓનાં લખાણોનો છૂટે હાથે ઉપયોગ કર્યો છે. સં. ૧૫૦૦માં ન્યાયશીલે 'નંદ બત્રીસી' કાવ્ય રચ્યું. ત્યાર પછી સં. ૧૫૪૫ માં નરપતિએ 'નંદ બત્રીસી'ની વાર્તા લખી અને સં. ૧૫૬૦ માં સંઘકુલે તેનું અનુકરણ કર્યું. ત્યાર પછી છેક સં. ૧૭૩૧ માં નિત્યસૌભાગ્યે ઢાળ ૧૬ અને શ્લોક ૬૪૦૦નું કાવ્ય આ વિષય પર રચ્યું. સં. ૧૭૮૩ માં નકલ કરેલ કોઈ અજ્ઞાત કવિનું કાવ્ય પણ મળી આવે છે. શામળ આ વિષય ઉપર લખનાર સૌથી છેલ્લો કવિ છે. તેના કાવ્યમાં તેણે સૌથી વધારે ઉપયોગ નરપતિની વાર્તાનો કર્યો છે.

મદનમોહનાની વાર્તાનું શરૂઆતનું વસ્તુ બિલ્હણ કાવ્ય ઉપરથી લેવામાં આવ્યું છે. સંસ્કૃત કવિ બિલ્હણે 'બિલ્હણ પંચાશિકા' નામથી પ્રસિદ્ધ થયેલું ૫૦ શ્લોકનું કાવ્ય રચ્યું છે, તેમાં દરેક શ્લોક અદ્યાપિ તામ્ એવા શબ્દોથી શરૂ થાય છે. તેમાં જે પ્રણયલીલા વર્ણવી છે તે કવિના પોતાના જીવનના એક બનાવ સાથે સંબંધ રાખે છે, અને કવિની પ્રેયસી કાશ્મીરના ક્ષિતિપતિની પુત્રી હતી એમ મનાય છે. આ ૫૦ શ્લોકની આગળ ચુતુસ્સપ્તતિકા નામનું ૭૪ શ્લોકનું એક કાવ્ય કોઈએ જોડી દીધું છે તેને 'બિલ્હણ કાવ્ય' કહે છે. તેમાં 'પંચાશિકા'નો પ્રસગ નીચે પ્રમાણે વર્ણવ્યો છે. અણહિલપુર પત્તનના રાજા વૈરિસિંહને સુતારાથી શશિકલા નામની પુત્રી થઈ. તેને અભ્યાસ કરાવવા માટે રાજાએ કાશ્મીરી પંડિત બિલ્હણને રાખ્યો. પરિણામે રાજપુત્રી અને બિલ્હણ વચ્ચે પ્રેમ થયો, અને તેની ખબર રાજાને પડતાં રાજાએ તેને શૂળી ઉપર ચડાવવાની શિક્ષા કરી.

જ્ઞાનાચાર્ય નામના જૈન કવિએ આ સંસ્કૃત કાવ્યનું ભાષાન્તર કર્યું છે, તેમાં શશિકલાને પાટણના રાજા પૃથ્વીચંદ્રને પ્રેમાવતીથી થયેલી પુત્રી કહી છે. આ કાવ્યની ભાષા ઉપરથી તે પંદરમાં શતકમાં લખાયું હોય એમ કેશવલાલ ધ્રુવ માને છે. શરૂઆતમાં જ કવિ 'મકરધ્વજ મહિપતિ'ને વંદન કરે છે. રાજાને ભય લાગ્યો કે કદાચ

રાજકુમારી અને પંડિત વચ્ચે પ્રેમ થાય, તેથી તેણે કન્યા અંધ છે એમ પંડિતને અને પંડિત કુષ્ઠરોગી છે એવી વાત રાજકન્યાને કહી અને વચ્ચે પડદો રાખી અભ્યાસ શરૂ કરાવ્યો. એક વખત

निरर्थकं जन्म गतं नलिन्या यया न दृष्टं तुहिनांशुबिम्बम् ।
उत्पत्तिरिन्दोरपि निष्फलैव स्पृष्टा प्रबुद्धा नलिनी न येन ॥

એ નૈષધનો શ્લોક સમજવામાં શશિકલાને મુશ્કેલી લાગી તેનું કારણ કવિએ તે અંધ હતી એવું બતાવ્યું ત્યારે બન્નેની સાચી વાત બહાર આવી અને પરસ્પર પ્રેમ થયો.

શામળ કવિએ 'મદનમોહના'ની વાતમાં આ જ પ્રમાણેની વાત રાજકુમારી મોહના અને તેના ગુરુના સંબંધમાં લખી છે; પરંતુ ગુરુને બદલે તેમાં સહાધ્યાયી પ્રધાનપુત્રને પ્રેમમાં પડતો બતાવ્યો છે. આટલો ફેરફાર પણ શામળે નવો કર્યો છે એમ ન કહી શકાય, કારણ સં. ૧૭૦૬ માં 'રૂપસુંદરકથા' નામની વૃત્તબદ્ધ વાર્તા લખાઇ છે, તેમાં રૂપાં નામની રાજકુમારીના શિક્ષક વિશ્વનાથના પુત્ર સુંદરના પ્રેમનું વર્ણન કરવામાં આવ્યું છે.

આ વાતની રાજાને ખબર પડતાં રાજાએ બિલ્હણને દેહાંતદંડની શિક્ષા કરી. તે સમયે છેવટની ઇચ્છા પૂછવામાં આવતાં તેણે 'अद्यापि ताम्' એટલે 'હજુ પણ' એ શબ્દોથી શરૂ કરીને પચાસ શ્લોકો રચ્યા અને તે ગાઈ સંભળાવ્યા. મરણ સમયે પણ તે ઇશ્વરને નહિ પણ શશિકલાને જ ભજે છે એવી કવિની દૃઢતા જોઈને રાજાએ તેની સાથે શશિકલાને પરણાવી દીધી. બિલ્હણ વિશે આવી દંતકથા છે. ત્યારે બીજી કથા પ્રમાણે તેને રાજાએ કાઢી મૂકયો અને ફરતો ફરતો તે ગુજરાતના રાજાની પુત્રી સાથે પ્રેમમાં પડયો એવી કથા છે. 'अद्यापि ताम्'થી શરૂ થતા પચાસ શ્લોકોવાળું કાવ્ય એક અભિપ્રાય પ્રમાણે બિલ્હણે અને બીજા અભિપ્રાય પ્રમાણે ચોર કવિએ રચ્યું કહેવાય છે. મૂળ તો આટલું જ કાવ્ય છે. તેના ઉપરથી ગુજરાતના

એક વિદ્વાને સંસ્કૃતમાં ઉપર લખેલી વાર્તાનું કાવ્ય રચીને મૂળ કાવ્યની આગળ મૂકી દીધું છે. બિલ્હણનું કાવ્ય 'બિલ્હણ પંચાશિકા' અથવા 'ચૌર પંચાશિકા' એ નામથી ઓળખાય છે. તેની આગળ નવું મૂકવામાં આવેલું કાવ્ય 'બિલ્હણકાવ્ય' કહેવાય છે. શામળે મદનમોહનાની વાર્તા આ 'બિલ્હણકાવ્ય' ઉપરથી લખી છે; પરન્તુ તેમાં ગુરુને રાજકન્યાનો પ્રેમી નહિ પણ પ્રધાનપુત્ર સાથે પ્રેમ કરી આવનાર જેવો બતાવ્યો છે. ત્યારપછી મદન અને ગુરુના સાહસ ન કરવા વિશે ઘણા પ્રયત્નો આવે છે. તે શામળે જ્યાં ત્યાંથી ભેગા કર્યા છે; પરંતુ તેમાં રાજકુમારની પત્ની પુરુષનો વેષ ધારણ કરી તેના પતિની સાથે નોકરી કરવા રહે છે, એ વાતને જાણીતી લોકકથા ઉપરથી લેવામાં આવી છે. આ લોકકથા 'દસ્તાવેજ' એ નામે શ્રી મેઘાણીએ સૌરાષ્ટ્રની રસધારામાં આપી છે, અને આ જ વાર્તા ઉપરથી શ્રી. બ. ક. ઠાકોરે 'લગ્નમાં બ્રહ્મચર્ય' નામે નાટક લખ્યું છે.

વસ્તુઃ—વાર્તાનું વસ્તુ નવીનતા વિનાનું અને કોઈપણ પ્રકારના આકર્ષક તત્ત્વ વિનાનું છે. વસ્તુનો કેટલોક ભાગ આકર્ષક છે, પણ પછીથી શામળની કંઈ સર્જનશક્તિ દેખાતી નથી. મદનની સાથે મોહના પુરુષનો વેષ ધારણ કરીને નીકળે છે. રાજકન્યા પુરુષના વેશે ફરે છે અને રાણીઓ પરણે છે, એવી હકીકત શામળની બરાસ કસ્તૂરીની વાર્તા અને બીજા લેખકોની વાર્તામાં પણ મળે છે. આ વાર્તામાં આડકથાઓ, સમસ્યાઓ, અને બોધવચનો મોટો ભાગ રોકે છે. હિન્દના વાર્તા સાંભળનારાઓને વાર્તા પૂરી થાય તેની ઉતાવળ હોતી નથી, એટલે મહાભારતમાં ૧૮ અધ્યાયની ગીતા કુરૂક્ષેત્રનું યુદ્ધ થતાં પહેલાં આવે અને રામચન્દ્ર સીતાની શોધમાં નીકળે જેવા કાર્યની શરૂઆત થાય તે પહેલાં પ્રકૃતિવર્ણનથી ભરેલો—વાંચકોને દૃષ્ટાન્તો, બોધ, માહિતી વ. વિષયોનો—વાર્તારસ પણ વધારે હોય છે. ક્યાં શુકન સારાં અને ક્યાં ખરાબ એમ દર્શાવી લેખક શુકનાવલીનું જ્ઞાન આપે તેથી રૂડું શું! એ જમાનો ગાડાંનો અને

વણઝારાનો હતો. કલાકની પાંચ માઈલની મુસાફરી ઉતાવળી ગણાતી, એટલે પછી વાર્તાનો પ્રવાહ પણ મંદ જ હોય ને !

શામળની સમસ્યાઓ મુખ્યત્વે ત્રણ પ્રકારની હોય છે : કેટલીક ગણિતના હિસાબ જેવી હોય છે; બીજી ઉખાણા જેવી હોય છે; જેમકે :

"પગ વિના તે પરવરે; મુખ વિણ ઘણું ગાજન્ત;
શ્વેત પણ વળી શ્યામ છે; અજાચક જાચંત."

ત્રીજી જાતની સમસ્યાઓ ધાર્મિક દંતકથાઓનાં કારણો કહે છે; જેમકે અમુક દેવ અમુક વાહન પર શા માટે બેસે છે ? તેનો જવાબ પૌરાણિક હોય યાતો કાલ્પનિક પણ જોડી દે કેટલીક સમસ્યામાં બુદ્ધિચાતુર્ય હોય છે, ત્યારે કેટલીક તો છોકરવાદ જેવી લાગે છે. સંકેતની ભાષા એ પણ સમસ્યાનો એક પ્રકાર છે; જેમકે રાજકુમારી કમળ લઈને બતાવે છે કે તેનું નામ પદ્માવતી છે. અને પછી રાજકુમારનો સંદેશો લઈ જનાર માલણને ચન્દન ચોપડેલી આંગળીઓ વડે તમાચા મારે તેનો અર્થ એમ કે ચાંદની પીત્યા પછી આવજે. અત્યારે ખાસ કરીને અમેરિકામાં લશ્કર અને કારખાનાઓમાં નવા માણસો લેતી વખતે તેમનું બુદ્ધિમાપન (ટેસ્ટ) કરવામાં આવે છે તે રીતે શામળે પણ સમસ્યા દ્વારા બુદ્ધિ માપવાનો પ્રયાસ કર્યો છે. સ્વયંવરમાં પહેલાં શસ્ત્રવિદ્યામાં પ્રવીણતા જોવામાં આવતી, પણ શામળે સ્વયંવરમાં બુદ્ધિની પરીક્ષા કરવાની પદ્ધતિ બતાવી છે. લોકોને તે સમયમાં જ્ઞાન સાથે ગમ્મત મેળવવાનું આ સાધન પસંદ પડ્યાનો પ્રચાર જણાવે છે. શામળ પોતે કહે છે કે તેની વાર્તાઓ "નરનારીનો ચાતુરી" —નરનારીનાં ચરિત્ર દર્શાવવા માગે છે. એટલે આ વાર્તાઓમાં બોધ અને આનંદનો સાથે ચાતુરી શીખવવાનો આશય છે.

## શામળની મોટી કૃતિઓ

'બત્રીસપૂતળી'ની વાર્તાઓનો ગ્રંથ શામળે સં. ૧૭૭૭ માં શરૂ કર્યો, અને તેની પહેલી પંદર વાર્તાઓ સં. ૧૭૮૫ માં પુરી કરી.

ત્યારપછી રખીદાસે તેને સિંહુંજ બોલાવ્યો અને બાકીની સત્તર વાર્તાઓ પૂરી કરવા કહ્યું. તે પ્રમાણે શામળે પોતાનું લેખનકાર્ય આગળ ચલાવ્યું અને બત્રીસમી વાર્તા 'મડાપચીશી' સં. ૧૮૧૧ માં પૂરી કરી

સંવત સત્તર શીતોતેરે કરવા માંડયો ગ્રંથ
પંદર વાત પાંચાશીએ પુરણ કીધો પંથ
શતર વાત સંભળાવીએ મનો મોટો મહારાજ
ઈશ્વર તણી ઇચ્છા પડી શિવ કૃપાથી સુજાણ
સરસ્વતીના સેવન થકી પુરણ કર્યું પરમાણ
સંવત અરાડ ઈકલોતરે પચીશી પુરણ હોએ
અક્ષર અક્ષર અમૃત અધિક જાણે જવલો કોએ
વઈશાક માસ શુકલ પક્ષે અક્ષત્રીતિયા ને રવિવાર
રૂડું નક્ષત્ર રોહેણી શુભ કરન યોગ એ સાર.

આ પ્રમાણે સ્વ. અંબાલાલ જાનીએ ફાર્બસ સભાની 'હસ્તલિખિત પુસ્તકોની સવિસ્તર નામાવલી'માં ઉતારો આપ્યો છે, પણ તેમાં ચોથી પંક્તિ ખૂટતી લાગે છે.

આ ગ્રંથની પહેલી પંદર વાર્તાઓ સ્વ. જાની પાસે શાસ્ત્રીય રીતે સંશોધન કરાવી ગુજરાતી સાહિત્ય પરિષદે બે ભાગમાં છપાવી છે. બાકીની વાર્તાઓ આ પ્રમાણે છપાવી નાખવી જોઈએ. આ કામને માટે યોગ્ય વિદ્વાનો સદ્ભાગ્યે અત્યારે આપણી પાસે ઠીક સંખ્યામાં છે; એટલે આ કામમાં હવે વિલંબ થવો જોઈએ નહિ.

પૂર અને મહત્ત્વ બન્ને દૃષ્ટિથી 'બત્રીસ પૂતળીની વાર્તા' શામળની શ્રેષ્ઠ કૃતિ ઠરે તેવી છે. તેમાં માત્ર બત્રીસ જ વાર્તાઓ નથી. આ માળામાં ૧૦૮ વાર્તાકુસુમો તો ગણતરી કરીએ તો અવશ્ય મળી આવે.

તેની રચનામાં શામળે ઘણી કુશળતા વાપરી છે અને ઘણો શ્રમ તેમજ સમય ખરચેલ છે.

આવો મહાન ગ્રંથ રચવા માટે કવિને પ્રેરણા આપનાર તથા તેના જીવનની સર્વ જરૂરિયાતો પૂરી પાડી તેને આ કૃતિની પાછળ પોતાની શક્તિ ખર્ચવાની જોગવાઈ કરી આપનાર સિંહુજના લાયક લેઉઆ પટેલ રખીદાસનો સાહિત્યરસિક ગુજરાતીઓ હમેશના ઋણી બન્યા છે.

સંસ્કૃતમાં કાળિદાસે રચેલો ગ્રંથ નીરખ્યો તે ઉપરથી આ પ્રાકૃત ગ્રંથ પોતે રચ્યો છે એમ શામળ કહે છે. સંસ્કૃત ગ્રંથ સિંહાસન દ્વાત્રિંશિકાનો લેખક કાળિદાસ હતો એવી પ્રચલિત માન્યતાને આધારે શામળે આ પ્રમાણે લખ્યું હશે. પરંતુ સંસ્કૃતમાં જે ચાર 'સિંહાસન બત્રીસી'ના ગ્રંથો મળી આવે છે તેમાંથી એકેનો લેખક કાળિદાસ નહતો. તેમાંની સૌથી પ્રખ્યાત કૃતિનો કર્તા ક્ષેમંકર મુનિ હતો અને તેણે તે મહારાષ્ટ્રી ભાષામાંથી સંસ્કૃતમાં ઉતાર્યું હતું. આ ક્ષેમંકર શ્વેતામ્બર પંથના જૈન આચાર્ય હતા. છતાં શામળે સાવ આધાર વિના જ લખ્યું છે એમ ન કહી શકાય. ડૉ. બ્યુલરે 'સિંહાસનદ્વાત્રિંશત્' નામની કૃતિની નોંધ કરી છે તેમાં લેખક તરીકે કાળિદાસનું નામ છે એમ નોંધ્યું છે. પરંતુ એ સંબંધમાં આપવામાં આવતો ખુલાસો મને સાચો લાગે છે કે આપણે ત્યાં કોઈપણ સારા સંસ્કૃત લેખકને માટે લેખકનું નામ આપવું પડે તેમ હોય તો આપણે કાળિદાસ કે એવું જ બીજું નામ મૂકી દેતા. તે જ પ્રમાણે 'સિંહાસન બત્રીસી' ના એક બીજા ગ્રંથના કર્તા તરીકે વરરુચિનું નામ મૂકી દેવામાં આવ્યું છે. અરે, દૂર જવાની ક્યાં જરૂર છે, આપણા કવિ શામળનું નામ જ ક્યાં અનેક વાર્તાઓના કર્તા તરીકે નથી મૂકી દેવામાં આવ્યું ? આ ગ્રંથને વિક્રમચરિત્ર પણ કહેવામાં આવે છે, અને શામળ પણ પોતાની કૃતિને આ

નામથી વારંવાર ઓળખાવે છે. વળી તે આગળ વધીને તેને 'પરમારથ પુરાણ' પણ કહે છે.

આ વાર્તાઓનો ઉદ્દેશ પરદુઃખભંજન વિક્રમના ચરિત્રનું આલેખન કરી, તેનાં પરોપકારી કૃત્યો વર્ણવી શ્રોતાઓને પરમાર્થ-પરાયણ જીવનનો માર્ગ દર્શાવવાનો છે.

પરદુઃખભંજન રાજા વીર વિક્રમનાં પરાક્રમો વર્ણવતી વાર્તાઓ આપણા દેશમાં ઘણા પ્રાચીન કાળથી ચાલતી આવેલી છે. ગુણાઢયે 'બૃહત્કથા' નામનો વાર્તાઓનો ગ્રંથ પૈશાચી ભાષામાં લખેલો તેના ઉપરથી કાશ્મીરીકવિ સોમદેવે 'કથાસરિત્સાગર' નામનો પ્રસિદ્ધ અને જગતની વાર્તાઓના પ્રભવસ્થાન જેવો મહા ગ્રંથ રચ્યો છે. આ ગ્રંથમાં 'શશાંકવતી લંબક'માં ત્રિવિક્રમસેનની લાંબી કથા આવે છે. તે ઉપરથી વિક્રમરાજાના પરદુઃખભંજનનાં કૃત્યોની વાર્તાઓ નીકળી હોય એમ લાગે છે. આ સર્વ વાર્તાઓને 'સિંહાસન દ્વાત્રિંશિકા' નામના વાર્તાસંગ્રહમાં ગૂંથી લેવામાં આવી. તેનાં પ્રાચીન મૂળ હજી સુધી હાથ આવ્યાં નથી; પણ પાછળ લખ્યું તે પ્રમાણે ક્ષેમંકરે જ્યારે તેને સુંદર કલાયુક્ત ગ્રંથાકારે ગૂંથી, ત્યારે તે ઘણી પ્રસિદ્ધિમાં આવી. ત્યાર પછી ડભોઈમાં રામચંદ્ર સૂરિએ સં. ૧૪૯૦માં સંસ્કૃત પદ્યમાં ૬૦૦૦ શ્લોકનું 'વિક્રમચરિત્ર' રચ્યું. તે છપાયું નથી, પણ ઈ. સ. ૧૮૯૪ મણિલાલ નભુભાઈએ કરેલો તેનો અનુવાદ છપાયો છે. વિક્રમના પંદરમાં સૈકામાં દેવમૂર્તિએ 'વિક્રમચરિત્ર' નામનો વિસ્તૃત ગ્રંથ રચ્યો. સં. ૧૫૩૨માં ઉતારવામાં આવેલો, એટલે તે પહેલાં લખાયેલો 'વિક્રમકથા' નામનો ગ્રંથ મળી આવે છે, પણ તેના કર્તાનું નામ મળી શકયું નથી. ઇ. સ. ૧૮૮૧માં જીવાનન્દ વિદ્યાસાગરે 'દ્વાત્રિંશત્ પુત્તલિકા' નામનો ગ્રંથ આધુનિક સંસ્કૃતમાં રચી પ્રકટ કર્યો છે, તેને ખાસ મહત્ત્વનો ગણી શકાય નહિ.

આ સંગ્રહને અનેક નામ આપવામાં આવે છે. 'દ્વાત્રિંશત્ પુત્તલિકોપાખ્યાન,' 'વિક્રમાદિત્યચરિત્ર,' વિક્રમાદિત્ય સિંહાસન દ્વાત્રિંશિકા' વગેરે નામો જુદા જુદા સંગ્રહોમાં વપરાયેલાં જોવામાં આવે છે. આ સર્વ કૃતિઓ વિશે ચોક્કસ એટલું તો કહી શકાય કે તે ભોજ પરમારના સમય પછી લખાઈ છે, કારણ તેમાં ધારાનગરીનો ભોજ વિક્રમના સિંહાસન ઉપર આરૂઢ થવા જાય છે ત્યારે પૂતળીઓ તેને અટકાવે છે એવી કથા છે. ભોજ ઈ. સ. ૧૦૦૮ થી ૧૦૬૦ સુધીમાં થઈ ગયો, એટલે આ વાર્તાઓની રચના વિક્રમની ૧૧મી સદીના અંતમાં અથવા ૧૨મી સદીનાં શરૂઆતમાં થઈ હશે એમ કહી શકાય.

ગુજરાતીમાં 'સિંહાસન બત્રીશી'નો જૂનામાં જૂની કથા સં. ૧૫૧૯ માં મલયચંદ્રે રચેલી ચોપાઈ છે. તે મોટે ભાગે સંસ્કૃત 'વિક્રમકથા'ને અનુસરે છે. આ કાવ્ય ઘણું ટૂંકું છે. પ્રાસ્તાવિક કથા તથા ૩૨ વાર્તાઓને માત્ર ૩૮૫ કડીમાં જ અહીં સમાવવામા આવેલ છે. ત્યાર પછી સં. ૧૬૧૬ માં સિદ્ધસૂરિએ અમદાવાદ પાસે બારેજામાં 'સિંહાસન બત્રીસી'ની રચના કરી. લગભગ આ જ સમયે બ્રાહ્મણ કવિ મધુસૂદને ગદ્યપદ્યમાં 'સિંહાસન બત્રીસી' રચી હતી. ત્યારપછી વીસ વર્ષે સવાલાખ દેશમાં મેડતામાં હીરકલશ મુનિએ 'સિંઘાસણ કથા' કીધી. અકબરને જૈનધર્મનો બોધ આપનાર મહાન ગુજરાતી ધર્મગુરુ પ્રસિદ્ધ હીરવિજય સૂરિના પ્રશિષ્ય સંઘવિજયે સં. ૧૬૭૯ માં સંસ્કૃત 'વિક્રમકથા'નો એક નબળો અનુવાદ કર્યો.

આ પ્રમાણે આ જૂના વિષય પર શામળના મહા પ્રયાસની પહેલાં અનેક ગુજરાતી લેખકોએ પોતાનો હાથ અજમાવ્યો હતો. જુદી જુદી કોટિના લેખકોને અને વાંચકોને આ વિષય આકર્ષક નીવડયો હશે એટલું તો આ ઉપરથી ચોક્કસ કહી શકાય.

આ પ્રમાણે શામળ માટે સામગ્રી તૈયાર થઈ ગઈ હતી. તેનો ઉપયોગ તેણે કેવી રીતે કર્યો અને તેમાં તેમને કેટલી સફળતા મળી તે હવે જોઈએ.

તે માટે પ્રથમ પ્રસિદ્ધ સંસ્કૃત ગ્રંથ ‘ સિંહાસન દ્વાત્રિંશિકા ’ લઈએ.

‘સિંહાસન દ્વાત્રિંશિકા’ની જે ચાર સંસ્કૃત કૃતિઓ મળી આવે છે તે મૂળને રોમન લિપિમાં આપીને તથા તે ચારેનાં ભાષાન્તર સાથે સાથે મૂકીને અમેરિકન વિદ્વાન એગર્ટને ‘હાર્વર્ડ ઓરિયેંટલ સીરીઝ’ના ૨૫મા અને ૨૬મા ગ્રંથોના મણકા તરીકે બે ભાગમાં પ્રકટ કરી છે. આ Vikrama's Adventures નો ગ્રંથસંશોધનનો ઉત્તમ નમૂનો પૂરો પાડે તેવી સારી રીતે તૈયાર કરવામાં આવ્યો છે.

મૂળ સંસ્કૃત ગ્રંથ ઘણો નાનો છે; તેમાં આડકથાઓ બિલકુલ નથી; ત્યારે શામળે તો આડકથાઓમાં પણ આડકથાઓ દાખલ કરી છે. મૂળમાં દરેક વાર્તા ટૂંકી છે. કેટલીક તો ટુચકાઓ જેવી જ છે. પણ શામળે એક એક વાર્તાને બહલાવી છે, એટલું જ નહિ પણ ‘વૈતાલ પંચવિંશતિ’ જેવા પચીસ વાર્તાઓના સ્વતંત્ર ગ્રંથને પણ ૩૨ મી વાર્તા તરીકે આમાં ગોઠવી દીધો છે; એટલે શામળની આ કૃતિ ગુજરાતી વાર્તાસાહિત્યના સર્વભંડાર જેવી બની ગઈ છે. શામળ મૂળ સંસ્કૃતમાં આપેલી બત્રીસ વાર્તાઓને વળગી રહ્યો નથી, તેણે અનેક નવી વાર્તાઓ દાખલ કરી છે, અને કેટલીક મૂકી પણ દીધી છે. વળી બોધ અને સમસ્યાના સંખ્યાબંધ છપ્પા અને દોહરા તેણે વચ્ચે વચ્ચે છૂટથી મૂકી દીધા છે.

સિંહાસનદ્વાત્રિંશિકાની સંસ્કૃત વાર્તાઓની સાથે શામળની વાર્તાઓને સરખાવવાથી આ હકીકત વધારે સ્પષ્ટ થશે.

સંસ્કૃતમાં પહેલી પૂતળીની વાર્તા આ પ્રમાણે છે: ભોજ રાજા વિક્રમના સિંહાસન ઉપર આરોહણ કરવા જાય છે ત્યાં પ્રથમ પૂતળી

કહે છે: 'હે રાજા, વિક્રમ જેની ઉપર દૃષ્ટિ નાખે તેને હજાર, જેની સાથે બોલે તેને દસ હજાર, જેની ઉપર પ્રસન્ન થાય તેને એક કરોડ સોનામહોરોનું દાન કરતો. તારામાં આવી ઉદારતા હોય તો તું તેના સિંહાસન ઉપર બેસે.'

શામળ તો આવી વાર્તાને વાર્તા જ ગણે નહિ, એવાં વાક્યો તેની વાર્તાઓમાં ઠેર ઠેર આવ્યા જ કરે, પણ તેમાંથી કોઈને તે વાર્તાનું મહત્ત્વ આપે જ નહિ; એટલે અહીં સરખામણીને અવકાશ નથી. તો ત્રીજી વાર્તા લઈએ. સંસ્કૃત ગ્રંથ કહે છે:—વિક્રમ રાજાએ યજ્ઞ કર્યો તે માટે રાજાએ બ્રાહ્મણોને નિમંત્રણ આપવા મોકલ્યા. તે પ્રમાણે એક બ્રાહ્મણ વરુણની પાસે ગયો. વરુણે નિમંત્રણ સ્વીકાર્યું અને પ્રસન્ન થઈ તેને દ્રવ્ય, અન્ન, લશ્કર અને વસ્ત્રાલંકાર એમ જુદી જુદી બાબતો આપે તેવાં ચાર રત્નો આપ્યાં; પણ આ બ્રાહ્મણ પાછો ફર્યો ત્યારે દક્ષિણા તો અપાઈ ગઈ હતી એટલે વિક્રમે તેને આ ચારમાંથી એક રત્ન જ માગી લેવાનું કહ્યું. બ્રાહ્મણે કુટુંબની સલાહ લેતાં પિતાએ દ્રવ્ય, પત્નીએ અન્ન, પુત્રે સૈન્ય અને પુત્રવધૂએ વસ્ત્રાલંકાર આપનાર રત્ન માગવા કહ્યું. બ્રાહ્મણે પોતાની આ મૂંઝવણ ભરેલી સ્થિતિ વિક્રમને જણાવી, એટલે વિક્રમે ચારે રત્નો આપી તેની મુશ્કેલીઓ દૂર કરી દીધી.

શામળ ૧૩ મી વાર્તા તરીકે આને મૂકી ઘણી લંબાવે છે. મૂળમાં સમુદ્ર નિમંત્રણ સ્વીકારી લે છે, પણ શામળ તો બ્રાહ્મણ અને સાગર વચ્ચે લડાઈ કરાવે છે. બ્રાહ્મણ વિક્રમ પાસે પાછો જાય છે. વિક્રમ દેવદેવીઓનું આરાધન કરે છે મોટું યુદ્ધ થાય છે અને તેમાં સાગર હારી જાય છે એટલે તે પાંચ રત્નો આપે છે. કુટુંબનાં ચારમાણસો ચાર રત્નો માગી લે છે; પણ બ્રાહ્મણ બીચારો માગ્યા વિનાનો રહી જાય છે, એટલે શામળ મોક્ષ પદવી આપનાર પાંચમું રત્ન ઉમેરે છે, અને તેની માગણી તેના પિતા પાસે કરાવે છે, ત્યારે બ્રાહ્મણ પોતે દ્રવ્ય આપનારું રત્ન પસંદ કરે છે.

મૂળમાં કામધેનુની વાર્તા ૨૬ મી પૂતળી કહે છે, તેને ૨૨મી વાર્તા તરીકે શામળ મૂકે છે. મૂળ વાર્તા ઘણી ટૂંકી છે. વિક્રમની પરીક્ષા કરવા ઇંદ્ર કામધેનુને મોકલ્યો. વિક્રમે કાદવમાં ખૂચી ગયેલી અને વાઘ જેને ખાઇ જવા તૈયાર ઊભો હતો તે ગાયને વરસતા વરસાદમાં આખી રાત બચાવી તેથી ઇંદ્ર પ્રસન્ન થયો અને વિક્રમને કામધેનુ આપી. વિક્રમે તે બ્રાહ્મણને દાનમાં આપી દઇ તેનું દારિદ્ર્ય કાપ્યું.

શામળે આ વાર્તામાં ઘણું ઉમેર્યું છે. વિક્રમ વાઘ વાઘણ અને વાઘનાં બચ્ચાં માટે પોતાની જાત, પોતાની સ્ત્રી અને પુત્રનો ભોગ આપવા તૈયાર થાય છે. વળી બ્રાહ્મણને પણ રાજપુત્રી પરણવી છે, જેની શરતોમાં ઇંદ્રાણીનો હાર, શેષનાગની સ્ત્રીના કાનની ઝાલ અને બત્રીસ લક્ષણાનું માથું જોઇએ. આ બધી શરતો પૂરી પાડી વિક્રમ બ્રાહ્મણને રાજકન્યા સાથે પરણાવે છે.

અહીં જ મને ખાત્રી છે કે શામળની વિશિષ્ટતા શ્રોતાઓને સમજાઈ જશે. શામળ લગન વરઘોડા અને નાતવરા–પ્રચુર ગુજરાતીઓનો કવિ છે, એટલે એને કહી તેવી લૂખી વાતોથી સંતોષ થાય નહિ. લગન વિનાની તે વળી વાત કેવી? સંસ્કૃતમાં આવાં પરોપકારનાં કૃત્યોની ટૂંકી ટૂંકી વાર્તા આવે છે, પણ શામળ તો રંકોને તો શું પણ રંક અને નિર્બળ એવા બધાને પણ સાધારણ સ્ત્રી નહિ પણ કામરૂદેશની કામિની, કામિની નહિ પણ મહારાણી સાથે પરણાવી દે છે.

સિંહાસનદ્વાત્રિંશિકા અથવા વિક્રમચરિત, ભોજપ્રબંધ, વૈતાલ પંચવિંશતિ, અને કથાસરિત્સાગરની વાર્તાઓનો ઉપયોગ પણ તેણે કર્યો છે. વળી સંસ્કૃતમાં લખાયેલી કૃતિઓ ઉપરાંત શામળે આ ગ્રંથમાં તે સમયની જાણીતી અને અત્યંત રસિક લોકકથાઓ પણ ગૂંથી લીધી છે; જેમકે પંચદંડ, લક્ષણબુદ્ધિ, ચંદનમલયાગરી, માધવાનલની વાર્તા વગેરે.

શામળના પુરોગામીઓએ વિક્રમ રાજા વિશે પંચદંડ વગેરે છૂટક વાર્તા લખી હતી, પણ તેના વિશેની સમગ્ર વાર્તાસામગ્રીને એકત્ર કરીને હજુ સુધી કોઈ કવિએ મૂકી ન હતી. શામળે આ પ્રમાણે કર્યું. એટલું જ નહિ પણ તેણે તેની સાથે બીજી અનેક વાર્તાઓને ગૂંથી દીધી. આ સર્વનો પરિચય અહીં આપી શકાય તેમ નથી. પણ શામળને યોગ્ય ન્યાય આપવા માટે તે વિશે થોડી ચર્ચા તો કરવી જોઈએ.

શામળે 'બત્રીસ પૂતળી'ની વાર્તામાં 'પંચદંડની વાર્તા'ને પાંચમી વાર્તા તરીકે મૂકી છે.

'પંચદંડ'ની વાર્તા કોઈ સંસ્કૃત 'સિંહાસન દ્વાત્રિંશિકા'માં નથી. તેજ પ્રમાણે તેના કોઈ ગુજરાતી રૂપાન્તરમાં પણ તે માલૂમ પડતી નથી કોઈ અજ્ઞાત જૈનકવિકૃત 'પંચદંડાત્મક વિક્રમચરિતમ્' નામનું સંસ્કૃત પુસ્તક પંડિત હીરાલાલે છપાવ્યું છે, તે શામળની વાર્તા સાથે ઘણું મળતું આવે છે. સં ૧૫૫૬માં 'પંચદંડ ચતુષ્પદી' કાવ્ય રચાયું જે ઈ સ. ૧૯૩૨ ના બુદ્ધિપ્રકાશના ફેબ્રુઆરીના અંકમાં છપાયું છે. આ ગ્રંથના કર્તાનું નામ જણાયું નથી નરપતિએ સં. ૧૫૪૪ માં પંચદંડની વાર્તા લખી.[1] આ બન્ને કૃતિઓની સાથે પણ શામળની કૃતિને ઘણું સામ્ય છે. અઢારમી સદીની શરૂઆતમાં લબ્ધિરૂચિએ અને સં. ૧૭૨૭માં લક્ષ્મીવલ્લભે પણ આ વિષયની વાર્તા લખી. શામળે પોતાની કૃતિમાં નરપતિની વાર્તાનો ઉપયોગ સૌથી વધારે પ્રમાણમાં કર્યો હોય એમ લાગે છે.

અગ્નાશા નામની ૨૬ મી પૂતળી 'માધવાનળની વાર્તા' કહે છે. આ પ્રેમવાર્તા જૂના વખતથી જ આપણા દેશમાં પ્રસિદ્ધ છે. 'માધવાનલચરિત્ર'ની સંસ્કૃત કૃતિ ગદ્ય અને પદ્યમાં લખાયેલી છે.

---

૧. શ્રી અંબાલાલ જાનીની ફાર્બસ ગુજરાતી સભાનાં હસ્તલિખિત પુસ્તકોની સવિસ્તર નામાવલિમાં આ સાલ આપે છે, પણ શ્રી. ભોગીલાલ સાંડેસરા 'શામળ'માં સં. ૧૫૬૧ ની સાલ લખે છે.

ગુજરાતીમાં સૌથી જૂનું કાવ્ય આમોદના કાયસ્થ કવિ ગણુપતિએ સં. ૧૫૯૪માં રચ્યું. ૨૫૦૦ દુહાનું આ લાંબું કાવ્ય પોતે 'મયણપુરાણ' (મદનપુરાણ) ઉપરથી રચ્યું એમ કવિ કહે છે. કવિએ આ કાવ્ય માત્ર ૧૭ દિવસમાં જ રચ્યું હતું છતાં તે તેને અત્યંત રસિક બનાવી કાઢે છે.

આ પછી થોડાં વર્ષે–સં. ૧૬૧૬ માં કુશલલાભ નામના જૈન કવિએ 'માધવકામકુંદલારાસ' રચ્યો છે. સ્વ. હરગોવિંદદાસ કાંટાવાળાએ તે કકડે કકડે 'સાહિત્ય' માસિકમાં પ્રકટ કર્યો છે.

શામળે 'બત્રીસપૂતળી'માં ૨૬ મી વાર્તા તરીકે માધવાનલની કથા કહી છે. આ વાર્તા ઘણી ટૂંકી છે અને પહેલાંની બે ગુજરાતી કૃતિઓની સરખામણીમાં નિર્માલ્ય લાગે છે. ગણુપતિએ, માધવ અને કામકુંડલાએ લગ્ન કર્યા પછી બાર માસ સુધી જે

'રતિરતિના રસ માણીઇ, રતિરતિના ફલ આહાર;
રતિરતિ વેષ વિશેષઇ, રતિરતિના શિણગાર'

તેનું રસિક વર્ણન વિસ્તારથી કર્યું છે.

શામળની આની પછીની ૨૭મી વાર્તા 'લક્ષબુદ્ધિ'ની છે. આ વાર્તા ઘણી જૂની છે. પંચતંત્ર અને હિતોપદેશમાં શતબુદ્ધિ, સહસ્રબુદ્ધિ, લક્ષબુદ્ધિ અને કોડબુદ્ધિ નામના ચાર ભાઈઓની વાત આવે છે. આ ટૂંકી વાર્તાનો જ આધાર લઈને શામળે ઘણા પ્રસંગો લોકકથાઓમાંથી લઈને બદલાવ્યા છે. લોકરુચિને અનુકૂળ થવાની શામળની શક્તિનું આ વાર્તાને સંસ્કૃત વાર્તા સાથે સરખાવવાથી વાચકોને ભાન થાય છે. આ ચાર ભાઈઓને માટે તેમનો પિતા મરતી વખતે ચાર રત્નો મૂકતો ગયો હતો તેમાંથી શતબુદ્ધિએ એક ચોરી લીધું હતું. વિક્રમ રાજા પાસે તે ન્યાય માગવા આવ્યા ત્યારે રાજા પરીક્ષા કરવા ત્રણ વાર્તાઓ કહે છે, અને છેવટે સાહસ ન કરવા વિશે રાજાને આ ત્રણ ભાઈઓ ત્રણ દૃષ્ટાંતો આપે છે. એ

રીતે આ વાર્તામાં ૭ આડકથાઓ શામળે મૂકી છે તેમાં કેટલાક કામભોગના પ્રસંગો આવે છે તે બાદ કરતાં આ વાર્તાની અટપટી અને ચતુરાઈ ભરેલી રચના પ્રશંસા માગી લે તેવી છે.

શામળની બત્રીસીમાં 'મડાપચીસી'ની વાર્તાનું મૂળ સંસ્કૃત 'વેતાલપંચવિંશતિ' છે.

આ વાર્તાસંગ્રહ ઘણો પ્રાચીન છે, અને 'પંચતંત્ર'ના જેટલો જ તે હિંદમાં અને હિંદની બહાર પ્રસિદ્ધ છે. ક્ષેમેન્દ્રની 'બૃહત્કથામંજરી' અને સોમદેવકૃત 'કથાસરિત્સાગર'માં તેનો સમાવેશ કરવામાં આવેલો છે, અને સ્વતંત્ર પુસ્તક તરીકે પણ તેનાં બે સંસ્કરણો મળી આવે છે, તેમાં શિવદાસની ગદ્યપદ્યમાં લખાયેલી કૃતિ વધારે સારી છે. આ વાર્તાઓ હિંદની અનેક ભાષાઓમાં અવતાર પામી તેના ખૂણેખૂણે ફેલાઈ ગઈ છે. ઈ. સ.ની અઢારમી સદીની શરૂઆતમાં જયપુરનરેશ સવાઈ જયસિંહની આજ્ઞાથી સુરતિ મિશ્રે તેનો વ્રજભાષામાં અનુવાદ કર્યો હતો. ત્યારપછી લલ્લુલાલે ઈ. સ. ૧૮૦૫માં તે પ્રચલિત હિંદીમાં ઉતારી. ઈ. સ. ૧૮૩૪માં કલકત્તામાંથી કાલીકૃષ્ણે અને ઈ. સ. ૧૮૫૫માં બાર્કર અને ઇસ્ટવિકે તેના ઇંગ્રેજી અનુવાદો પ્રકટ કર્યા. તે બન્નેનો આધાર ઉપર દર્શાવેલ લલ્લુલાલનું હિંદી પુસ્તક હતું.

સદાશિવ છત્રેએ ઈ. સ. ૧૮૩૦માં તેનું મરાઠી ભાષાન્તર કર્યું, જેનો અંગ્રેજી અનુવાદ કિંકેઇડે છેક ૧૯૨૧માં કર્યો.

આ સર્વ પ્રવૃત્તિઓની સરખામણીમાં ગુજરાતી કવિઓની પ્રવૃત્તિ ગર્વપ્રદ છે. સૌથી જૂની ગુજરાતી કૃતિ 'વૈતાલપંચવીસી' સં. ૧૬૧૯માં દેવશીલે લખી. શ્રી. જગજીવન દયાળજી મોદીએ સંશોધન કરી તે પ્રકટ કરી છે. તે દુહા અને ચોપાઈમાં લખાઈ છે અને વચ્ચે વચ્ચે જાણીતા સંસ્કૃત શ્લોકો ભાષાન્તર કર્યા વિના એમના એમ જ મૂકી દીધા છે. તે પછી ગદ્યમાં જે ટૂંકો અનુવાદ

ચો છે તેમાં સંસ્કૃત શ્લોકોનું પ્રમાણ ઘણું વધારે છે. શ્રી. મોદીના પુસ્તકમાં આ કૃતિ પણ આપવામાં આવી છે. આ બન્ને કૃતિઓ 'કથાસરિત્સાગર'ની વેતાલપંચવિંશતિની વાર્તાઓ ઉપરથી લખવામાં આવી હોય એમ લાગે છે. 'કથાસરિત્સાગર' પ્રમાણે જ આની પહેલી સાત વાર્તાઓનો ક્રમ પણ છે. ક. સ. સા. ની ૮ મી વાર્તા અહીં ૨૩ મી મૂકવામાં આવી છે તેને લીધે ત્યાં સુધીની વાર્તાઓનો ક્રમ-સંખ્યાંક મૂળના કરતાં એક ઓછો એ પ્રમાણે રહ્યો છે. તે સિવાય બીજા પણ થોડા ફેરફારો છે, પરંતુ છેવટની ૨૪ અને ૨૫ મી વાર્તાઓ પાછી ક્રમમાં અને વિષયમાં પણ સંપૂર્ણ રીતે 'કથાસરિત્-સાગર'ને મળતી આવે છે.

આની સાથે સરખાવતાં શામળની વાર્તાઓમાં ઘણો ફેરફાર જોવામાં આવે છે. તે સર્વ જોવાનો અહીં અવકાશ નથી, એટલે થોડા નમૂનારૂપ દૃષ્ટાંતો જ આપીશ.

'વેતાલપંચવિંશતિ'ની બીજી વાર્તા મંદારવતી શામળની મડાપચીશીમાં આવતી નથી, પણ શામળે તેને 'અબોલા રાણી'ની વાર્તા ( સિંહાસનબત્રીસીની વાર્તા ૬ ઠ્ઠીની ત્રીજી આડકથા ) તરીકે મૂકી છે. આ સંબંધમાં શ્રી. ભોગીલાલ સાંડેસરા લખે છે : ' આ કૃતિઓમાં જ બીજી વાર્તા બ્રાહ્મણ કન્યા મંદારવતીની છે. તેની સાથે શામળકૃત સિંહાસનબત્રીસીમાંની અબોલા રાણીની આડકથા અજબ સામ્ય ધરાવે છે. મન્દારવતીને જેમ ત્રણ વર પરણવા આવે છે, પણ કન્યા મરી જતાં ત્રણેમાંથી એકે પરણી શકતો નથી; દૈવયોગે મંત્રપ્રયોગ મળતાં મન્દારવતી જીવતી થતાં તેને પરણવા ત્રણેને કજિયો જામે છે. વૈતાલ વિક્રમ રાજાને સાચો કોણ એમ પૂછે છે અને ઊડી જાય છે. શામળની કૃતિમાં વિક્રમ રાજા અબોલા રાણીના હાથી ઉપર બેસાડેલ વૈતાલને આ પ્રશ્ન પૂછે છે; અબોલા રાણીને મૌનવ્રત તોડવું પડે છે વગેરે.' (કવિ શામળ). પણ આમાં

કાંઈ અજબ થવા જેવું નથી. શામળે પોતાની કથાઓ અને આડ-કથાઓ ગમે ત્યાંથી લીધી છે અને તેણે મૂળનું તો માત્ર ખોખું જ લીધું છે. તેમાં વાર્તાઓની સંખ્યા મૂળના જેટલી રાખી છે અને કેટલીક કથાઓ પણ લીધી છે, પણ બીજું બધું પોતાની રીતે જ પોતાના તરફથી મૂક્યું છે. તે પ્રમાણે 'અબોલા રાણી' ની વાર્તામાં પણ તેણે કર્યું છે. શામળે 'અબોલા રાણી'ની માત્ર આ ત્રીજી આડકથા જ નહિ પણ બીજી આડકથા પણ 'વૈતાલપંચવિંશતિ'ની વાર્તા ઉપરથી લીધી છે. રાજપુત્ર અને પ્રધાનપુત્ર બન્નેએ શંકરની આગળ જઈ કમળપૂજા કરી. પછી રાજકુમારી ઉપર પ્રસન્ન થઈ શિવે તેમને સજીવન કર્યા, પણ રાજકુમારીનાં ભૂલથી માથાં બદલાઈ ગયાં. વૈતાલ વિક્રમને પૂછે છે કે : 'આ કોની ? પાણિ ગ્રહણ કરનારની કે મસ્તકવાળાની ?' અને વિક્રમ જવાબ આપે છે કે માથાની. તે જ પ્રમાણે અબોલા રાણી પણ શામળની વાર્તામાં ઉત્તર આપે છે. આ વાર્તાની પહેલી આડકથા પણ આ જ પ્રકારની, એટલે કે સંયુક્ત પ્રયાસના હેતુવાળી છે. તેમાં ચાર મિત્રો મળી પૂતળીમાંથી એક સ્ત્રીને ઉત્પન્ન કરે છે. 'તે સ્ત્રી કોની ?' એવા વૈતાલના પ્રશ્નના ઉત્તરમાં વિક્રમ કહે છે 'જેણે ઘડી તે તેનો પિતા, વસ્ત્ર કર્યાં તે ભાઈ અને જીવ આપ્યો તે ઈશ્વરની તુલ્ય ગણાય. પણ જેણે ઘરેણાં-રૂપી પલ્લું આપ્યું તે તેનો પતિ ગણાય.' 'તુતીનામા'માં બરાબર આવી જ વાત આવે છે, પણ શામળે તેના ઉપરથી નહિ પરંતુ કોઈ સંસ્કૃત વાર્તા ઉપરથી–કદાચ વૈતાલપંચવિંશતિના કોઈ સંસ્કરણ ઉપરથી આ વાર્તા લીધી હશે, કારણ આ પ્રકારની વાર્તા સંસ્કૃતમાં પણ અનેક સ્વરૂપમાં મળી આવે છે. શામળે પોતે મડાપચીશીમાં ૨૧ મી વાર્તા કહી છે તે આવી જ છે. એક સલાટે એક પૂતળી ઘડી, તેને બીજાએ વસ્ત્રો અને ત્રીજાએ અલંકારો સજાવ્યાં, ચોથાએ તપશ્ચર્યા કરી સજીવન બનાવરાવી. શામળ કહે છે કે તે વરે અલંકારો કે પલ્લું આપનારને. શામળની 'મડાપચીશીની' પાંચમી

વાર્તા સોમદેવની 'વૈતાલપંચવિંશતિ'ની પાંચમી વાર્તા ઉપરથી જ લખાઈ છે. સોમદેવે એ કન્યાનું નામ સોમપ્રભા રાખ્યું છે, પણ ઉપર લખેલ બે ગુજરાતી અનુવાદકો તેને મંદારવતી જ કહે છે. તેનું એક રાક્ષસ હરણ કરી જાય છે અને ત્રણ માણસો મળીને તેને પાછી લઈ આવે છે. જ્ઞાનીએ તેનું હરણ કરી જનારની ભાળ આપી અને રથવાળો ખડ્ગધારીને ત્યાં લઈ ગયો જેણે હરણ કરનાર રાક્ષસને માર્યો. હવે કન્યાને કોણ વરે? વિક્રમે જવાબ આપ્યો કે ખડ્ગપાણિ. શામળે ત્રણ ને ચાર ઉમેદવારો બનાવ્યા છે, અને ચોથો ગુપ્ત ભંડારોને જાણી શકે છે. વળી તેણે એવો નિર્ણય આપ્યો છે કે કન્યા તો જેણે બનાવી તેને વરે. કારણ એક વાર જાણ્યા પછી બધું થઈ શકે, પણ જાણ્યું જ ન હોય તો કાંઈ જ થઈ શકે નહિ.

આને જ મળતી વાત તેણે તેની પછીની છઠ્ઠી વાર્તા તરીકે કહી છે. ચાર વૈદો મળીને એક રાજાનો રોગ મટાડે છે. પહેલાએ રોગ પારખ્યો, બીજાએ ઔષધ નક્કી કરી આપ્યું, ત્રીજાએ તેની વનસ્પતિ ઓળખી અને ચોથાએ તે તૈયાર કર્યું. શામળ કહે છે કે રોગપરીક્ષા કરી તે કાબો, કારણ દીઠે માર્ગે તો સહુ સંચરી શકે. આ વાર્તા શામળની સ્વતંત્ર હોઈ શકે, કારણ તેમાં માત્ર જાણીતી સંસ્કૃત વાર્તાઓનું નબળું અનુકરણ જ છે, જેવું તેણે ૨૧ મી વાર્તામાં પણ ઉપર દર્શાવ્યું તેમ કર્યું છે.

'અબોલા રાણી' ની ચોથી ચારે આડકથા સંયુક્ત પ્રયાસના હેતુ ઉપર રચાયેલી છે. તેમાંથી ત્રણ વિશે પાછળ કહેવાઈ ગયું છે. ચોથી વાર્તા આંધળો અને પાંગળો એકમેકની મદદથી રાજકન્યાની સાથે મંગળ ફેરા ફર્યા તેની છે. શામળ કહે છે કે કન્યાનો પિતા પાંગળો, કારણ આંધળો તો માત્ર અશ્વના જેવું વાહન જ હતો.

મડાપચીશીની નવમી વાર્તા નર નામ તજનારી નારી છેવટે ચાર વરને કેવી રીતે વરી એ કહે છે.

એક પહોર એક જણુ ધણી, બીજે ભાઈ ને બાપ;
પતિવ્રતા એ પ્રેમદા વેદ પુરાણે છાપ.

આ જયવંતી એવી પુરુષદ્વેષિણી હતી કે તે

પુરૂષ નામ ચોખા નવ જમે, પુરૂષ ઢીંગલા શું નવ રમે;
પુરૂષ નામ નવ પહેરે હાર, મોગરો, કેવડો સીમલ પાર;
પુરૂષ પલંગ ઉપર નવ સુવે, પુરૂષ અરીસે મુખ નવ જુએ:
પુરૂષ લોટે પાણી નવ પીએ, પુરૂષ નામ લેતાં મન બીએ.

આવી પુરુષદ્વેષિણી નાયિકાઓ 'કથાસરિત્સાગર' માં પણ મળી આવે છે; જેમકે મલયવતી, જે પોતાની દાસીઓ મારફત પુરુષોને મારી નંખાવતી. પણ 'વેતાલપંચવિંશતિ' માં આ વાર્તા સાથે સામ્ય ધરાવતી એકે કથા નથી; એટલે શામળે તે નવી બનાવીને મૂકી હોય તેમ લાગે છે.

'કથાસરિત્સાગર' માં વેતાલે કહેલી ૮ મી વાર્તા શ્રી. જગજીવન મોદીએ સંપાદન કરેલી ગુજરાતી વૈતાલપચીસીમાં ૨૪ મી તરીકે આવે છે.[૧] શામળ તેને ૧૮મી તરીકે મૂકે છે. આ ત્રણેમાંથી કથાસરિત્સાગરની વાર્તા સૌથી સારી, તેથી ઊતરતી 'વૈતાલપચીસી'-ની અને સૌથી ઊતરની શામળની છે એમ મને લાગે છે. વાચકો સરખામણી કરી શકે માટે તેઓને નીચે આપું છું.

વિષ્ણુસ્વામી નામના બ્રાહ્મણે યજ્ઞ માટે કચ્છપ લાવવા પોતાના ત્રણ પુત્રોને મોકલ્યા, પણ પોતપોતાની સુકોમળતાની પ્રશંસા કરતા તે ત્રણમાંથી એકે કચ્છપને અડકવા તૈયાર થયો નહિ; એટલે સૌ ન્યાય માટે રાજા પાસે ગયા. પહેલો જે ભોજનચંગ હતો, તેને ભાતમાં મુડદાંની વાસ આવી. તપાસ કરતાં માલૂમ પડ્યું કે તે સ્મશાન પાસેના ખેતરની ડાંગરના ચોખામાંથી બનાવ્યા હતા. બીજા

૧. હિંદીમાં પણ આનો ક્રમ ૨૩ છે. તે બતાવે છે કે હિંદી અને ગુજરાતી લખનારાઓ એક જ સંસ્કૃત મૂળને અનુસર્યાં હશે.

નારીચંગને વિશુલ્લતા શી ચમકતી સર્વશ્રેષ્ઠ સુંદરીમાંથી બકરાની વાસ આવી; અને તેને નાનપણમાં બકરીના દૂધ પર રાખવામાં આવી હતી એમ જણાયું. ત્રીજા શય્યાચંગને સાત સુંવાળાં ગાદલાં-માંથી પણ કાંઈક ખૂંચ્યું અને તેનો સોળ પડ્યો; અને તેનું કારણ સૌથી નીચે આવી ગયેલો વાળ હતો એમ માલૂમ પડયું. આ ત્રણમાં છેલ્લો સૌથી પહેલો આવે, કારણ તેના સંબંધમાં જૂઠ ચાલી શકે તેમ ન હતું. બીજા બે તો સાંભળેલી વાત પરથી પણ બોલી શકે, પણ ત્રીજાના તો શરીરે કોમળતાની સાક્ષી દેખી શકાતી હતી.

'કથાસરિત્સાગર' ની આ વાર્તા ગુજરાતી અનુવાદમાં નીચેના ફેરફાર સાથે દેખાય છે. ગોવિંદ નામના બ્રાહ્મણને ચાર પુત્રો હતા તેમાંથી એક મરણ પામ્યો એટલે તેણે યજ્ઞ કર્યો. તે માટે કચ્છપ લેવા બાકીના ત્રણ પુત્રો ગયા. બાકીની વાત ઉપર પ્રમાણે છે, પણ તેમાં વિગતો આપી નથી, જેથી વાર્તા ફીકી લાગે છે. શામળ આમાંયે એકનો ઉમેરો કરી પાંચ 'ચંગો' નું પંચ રચે છે. વધારાના બે તે આસનચંગ અને જનચંગ. જનચંગે એક સ્ત્રી પોબીને ત્યાં ઉછરી હતી એ શોધી કાઢયું. કેવી રીતે તે શામળ કહેતો નથી. અને આસનચંગને મખમલના આસન નીચે પાંચ ગજ નીચે હાડકું હતું તે ખૂચ્યું, અને તેને જ શામળે પ્રથમ પદવી અપાવી.

આને મળતી બીજી કથા આ જ સંગ્રહમાં છે તેને આની ત્રેણ આવૃત્તિ કહી શકાય. 'કથાસરિત્સાગર' માં તે વાર્તા ૧૧ મી છે. 'વૈતાલપંચવીસી' માં ૧૦મી અને શામળમાં ૧૪મી પ્રથમ ગ્રંથમાં રાજાની ત્રણ રાણીઓમાંથી એક જે સાંબેલાનો અવાજ સાંભળી મૂર્છિત થઈ તેને પ્રથમ સ્થાન આપવામાં આવ્યું છે, કારણ તેણે તો દૂરથી સાંભળ્યું, ત્યારે બીજી બે જે અનુક્રમે કમળથી ઘાયલ થઈ અને ચંદ્રકિરણથી દાઝી તેમ સ્થૂલનાં શરીર તો ઇજાનાં કારણો સાથે સીધા સંપર્કમાં આવ્યાં હતાં. બીજા ગ્રંથમાં રાજાએ હાથમાં કમળ આપ્યું.

તેના વજનથી રાણીનો પગ લચકાઇ ગયો એટલો ફેરફાર છે; જ્યારે શામળે તો રાજાને ત્રણને બદલે સાત કોમલાંગીઓ પરણાવી છે. પણ તે સાતેમાં પ્રથમ સ્થાન છેલ્લી જેણે 'શ્રવણે સૂણ્યું' તેને જ શામળ આપે છે. પરંતુ શામળે ત્રણની સાત કરી તેથી વાર્તાનો રસ વધ્યો નથી પણ ઘટ્યો છે.

એક ને તો કિરણ અડયું, બીજીને અડીયું બુંદ;
ત્રીજીને પંખો અડયો, ચોથીને પગ ભોમ.
પાંચમીને પુષ્પે પચી, છઠ્ઠીએ ખાધો કણ,
એક સાતમીએ શ્રવણે સુણ્યું એનો વડો વિવેક.

આમાં શામળે ઉમેરેલી બીજી અને ચોથીની સુકોમળતાની વાત સાંભળવા જેવી છે. બીજીને એક જલનું ટીપું અડયું એટલે તે તણાવા લાગી, અને છઠ્ઠીએ ખસખસનો એક કણ ખાધો તેથી તેનું પેટ ચડયું. હવે, આને તો દવા પણ કમ ખવડાવી શકાય?

આ પ્રકારની કોમલતા દર્શાવનારી વાર્તાઓ હિંદમાંથી નીકળી એશિયાના પશ્ચિમના દેશોમાં થઇ યુરોપમાં પહોંચી ગઇ છે અને તેનાં તરેહતરેહના રૂપાન્તરો જુદી જુદી ભાષાઓમાં મળી આવે છે. તેમાંથી માત્ર એક જ દૃષ્ટાંત આપીશું. એક કોમલાંગીએ પોતાની દુર્દશા વર્ણવતાં કહ્યું: મારી દાસીને હું મારા માથાની સેંથી બરાબર પાડવાનું કહું છું. પણ એક દિવસ તેણે એક બાજૂ બે ત્રણ વાળ વધારે રાખ્યા, તેથી મારી ડોકી દોઢ મહિના સુધી મરડાયેલી રહી'. (વળી સામ્ય જુઓ 'પરિશિષ્ટ ૨' માં)

શામળની પહેલી કથા અન્ય બન્ને સંગ્રહોમાં પણ પહેલી જ છે. 'દશકુમારચરિત'માં આને મળતી નીચે આપેલી 'નિતંબવતી'ની વાર્તા છે.

મથુરામાં એક વિલાસી યુવાન વસતો હતો. તેણે પરદેશી ચિત્રકાર પાસે ઉજ્જયિનીના વણઝારા અનન્તકીર્તિ પાસે અદ્‌ભુત

સૌંદર્યવતી પત્ની નિતંબવતીનું ચિત્ર જોયું. તુરત જ તે તેના પ્રેમમાં પડયો. ઉજ્જયિની જઇ તે સ્મશાનના રખેવાળ તરીકે નોકર રહ્યો; અને નિતંબવતીને તેના પતિનો રોગ મટાડવાને બહાને પોતાની પાસે બોલાવી તેના પગનું ઝાંઝર કાઢી લીધું અને તેની સાથળ પર ત્રિશૂળના આકારનો જખમ કર્યો. છેવટે તે ડાકણ હોવાથી શબભક્ષણ માટે સ્મશાનમાં આવતાં તેણે તેને ત્રિશૂલ માર્યું હતું અને તેનું ઝાંઝર કાઢી લીધું હતું એવું જાહેર કરી નિતંબવતીનો તેના પતિ પાસે તે ત્યાગ કરાવે છે આ પ્રમાણે અસહાય બનેલી આ સુંદરી છેવટે તેનું શરણ સ્વીકારે છે. આ વાર્તા પણ એશિયા અને યુરોપની અનેક ભાષામાં અવતાર પામી છે.

પણ શામળની મહાન કૃતિ ' બત્રીસપૂતળી ' વિશે ઘણું કહ્યું. એટલે શ્રોતાઓને તે વાંચવાની ભલામણ કરી હું આગળ ચાલીશ.

અને હવે મારે શામળની એક જ કૃતિ વિશે કહેવાનું બાકી રહે છે; સુડાબહોતેરી. આ કૃતિ શામળે લખી ન હોત તો સારું થાત એમ કવિ નર્મદાશંકરે લખ્યું છે. ત્યારે આપણા અત્યારના એક વિવેચકે અભિપ્રાય દર્શાવ્યો છેઃ હું તો આવું પુસ્તક જરૂર બાળી નાખું ! પણ આ વિવેચકબંધુ જેવા ઉત્સાહીઓ ધારો કે આ ગુજરાતી કૃતિને બાળી નાખવામાં સફળ થાય, પણ આનાથીએ ચડી જાય તેવાં નવાં નવાં પુસ્તકો આપણી ભાષામાં લખાતાં જાય છે એટલું જ નહિ, પણ પાઠય પુસ્તક બની શીખવાયે પણ જાય છે તેનું શું ?

અને ધારો કે આવી બધી જ ગુજરાતી કૃતિઓ બાળી નાંખી, પણ બોકેશીયો કૃત ડેકેમેરોન, બાલ્ઝાકની ડ્રોલ સ્ટોરીઝ અને એરેબિયન નાઇટ્સમાં પણ આ પ્રકારની સંખ્યાબંધ વાર્તાઓ મળી આવશે, તેનું શું ? હકીકત એ છે કે આ જાતનું સાહિત્ય એક સમયે આખા જગતમાં લોકપ્રિય હતું. સુડાબહોતેરીની લોકપ્રિયતા અત્યારે

ઘટી છે, પણ ‘ગુજરાતના લોકો સુડાબહોતેરીની વાતોને ઘણા ચહાય છે, એવું ઘણેક ઠેકાણેથી સાંભળી’ ઈ. સ. ૧૮૬૪માં યુનાઈ-ટેડ કંપનીએ તે છાપી હતી. આપણા એક અત્યંત સ્વસ્થ અભ્યાસી અને આ વિષય ઉપર બોલવાના અધિકારી સ્વ. અંબાલાલ જાનીએ આ વાર્તાઓના સંબંધમાં અભિપ્રાય આપ્યો છે : ‘નવીન સંસ્કરણથી આ વાર્તાઓ પ્રકટ કરવા જેવી છે.’ સમાજશાસ્ત્રના અભ્યાસ માટે આ કૃતિ ઉપયોગી છે એમ કહી કેટલાક વિવેચકોએ તેની તરફેણ કરી છે. તેમાં ઘણું તથ્ય છે, પણ મને લાગે છે કે સામાન્ય વાચકો માટે આ વાર્તાઓનું મુખ્ય આકર્ષણ સમાજશાસ્ત્રની સામગ્રી નથી. પત્ની પતિને છેતરીને સ્વચ્છંદે વર્તે છે તેમાં વાચકોને જે રસ પડે છે તેનું કારણ મૂર્ખ પતિ પ્રત્યે ઉત્પન્ન થતું હાસ્ય છે એવો પણ એક અભિપ્રાય છે. પરંતુ મને તે પણ બરાબર લાગતો નથી. આવી વાર્તાઓમાં પતિ મોટે ભાગે સૂચિત પાત્રના જેવો હોય છે. તે ખાસ દેખાઈ આવતો નથી એટલે તેમાં હાસ્યરસનો સંભવ નથી. વાચકો આકર્ષાય છે તે તો પત્નીની ચાલાકીથી. ગુપ્તચરની ચાલાકી-થી જેવી રીતે અર્વાચીન વાચકો મોહ પામે છે તેના જેવી જ પરિસ્થિતિ આ વાર્તાઓમાં પત્નીની છે. તે જે ચાલાકીભરેલી યુક્તિપ્રયુક્તિ અજમાવે છે તે જાણવામાં વાચકોને રસ પડે છે. એટલે એમાં અનીતિનો વિજય ગવાયો છે માટે તે લોકપ્રિય છે એમ કહેવું તે મને અયોગ્ય લાગે છે.

આમ છતાં શામળની ‘સુડાબહોંતેરી’ નો પ્રચાર સામાન્ય વાચકોમાં તેના અસલ સ્વરૂપમાં થાય તેની હું વિરુદ્ધ છું. ‘કવિ શામળ ભટ્ટની બનાવેલી અસલી સુડા બહોતેરીની વાર્તા મોટી’ એવા લાંબા નામથી ઓળખીને જે ‘વાર્તાના શોખિનો’ સાહેબો આ પુસ્તક વાંચે છે, તેમનું મુખ્ય આકર્ષણ મેં ઉપર દર્શાવ્યું તે ચાતુરી નથી, પણ સ્ત્રીચરિત્ર છે. કવિ દલપતરામે લખ્યું છે કે એક જૈન સાધુને કોઈએ પૂછ્યું કે અમદાવાદમાં જોવાલાયક સ્થળો ક્યાં

છે, ત્યારે તેણે 'અંજન શલાકા, સ્વામીનારાયણની હવેલી, કાંકરિયું તળાવ તો એવું નહિ કોઇએ' એમ નકારાત્મક જવાબ આપ્યો, જેથી ફરવામાં થતી હિંસામાં પોતાની ભાગીદારી થાય નહિ. આ જ પ્રમાણે શામળ પણ જારી વિજારી વિદ્યાને નામે કામુક સ્ત્રીપુરુષોના સ્વચ્છંદાચારની ઝીણામાં ઝીણી વિગતો આપે છે, અને કહે છે કે આ તો બધાં જોખમ ભરેલાં બામલાં, એમાં ચાલાકી જોઈએ. એવી વિજારીની ચાલાકી હોય તો ભલે જારી આચરો. અને વળી છેવટે ઉમેરે છે કે એ રસ્તો તો પાપનો છે, નરકનો છે. તો પછી જે રસ્તે જવું નથી એની વિગતવાર માહિતીની જરૂર જ શી ?

એટલે શામળની આ કૃતિ ભાષાના, સમાજશાસ્ત્રના, વાર્તાશાસ્ત્રના વગેરે વિષયોના અભ્યાસીઓ માટે ભલે તેના અસલ સ્વરૂપમાં, અને તે પણ અત્યારના જેવા રેઢિયાળ નહિ પણ સારા રૂપ રંગમાં છપાય, પરંતુ માત્ર વાર્તારસની ખાતર વાંચનારાઓ માટે તેનાં હલકાં સૂચનો છોડી દઇને તેમાં રહેલી ચાતુરી જ વાર્તાનું મધ્યબિંદુ રહે તેવી રીતે સુલભ બનાવવી જોઈએ.

શામળની આ વાર્તાઓ તેણે માત્ર સંસ્કૃતમાંથી જ લીધી નથી. એ જમાનામાં પ્રચલિત સ્ત્રીચરિત્રની સર્વ વાતોમાંથી પસંદ કરીને તેણે આ સંગ્રહ કર્યો છે. એક સમયે આખા જગતમાં આ જાતની વાર્તાઓ લોકપ્રિય હતી. પરંતુ એકની એક વાત કહેવામાં લેખક પરત્વે ઘણો ફેર પડી જાય છે એવું અહીં પણ બન્યું છે. શામળની ઘણી વાર્તાઓ ડેકેમેરોનમાં પણ મળી આવે છે. અને એ બધાનું મૂળ વળી પંચતંત્ર અને કથાસરિત્સાગર જેવી સંસ્કૃત્ત કૃતિઓ હોય છે. તે સર્વનો તુલનાત્મક અભ્યાસ ઘણો રસિક વિષય છે. તે માટે અહીં એક જ દૃષ્ટાંત બસ થશે.

'પંચતંત્ર'માં દેવશર્મા અને આષાઢભૂતિની વાર્તા છે. દેવશર્માએ પોતાને દાનમાં મળેલાં કીમતી વસ્ત્રો વેચીને ઘણું દ્રવ્ય ભેગું કર્યું

હતું, આ ગર્થ તે પોતાની ગાંઠે જ રાખતો હતો. આષાઢભૂતિ નામનો ધૂર્ત આ દ્રવ્યથી આકર્ષાઈ તેનો શિષ્ય બન્યો. બન્ને જાત્રાએ નીકળ્યા ત્યાં શિષ્યને ગર્થ સોંપી ગુરુ નાહવા ગયો. રસ્તામાં બે ઘેટા લડતા હતા તે જોવા તે ઊભો રહ્યો. ઘેટાઓ અત્યંત ગુસ્સામાં આવી છૂટા પડી પડીને માથાં અથડાવતા હતા, તેથી ત્યાં લોહીનું ખાબોચિયું ભરાયું હતું. એક શિયાળ તે ચાટવા ગયું, પણ બે ઘેટાઓની વચ્ચે ભીંસાઈને મરણ પામ્યું. એ જોઈ તે બોલ્યો : 'શિયાળ ઘેટા જુદ્ધમાં.' પાછો આવી જુએ છે તો શિષ્ય ન મળે, એટલે તે આગળ બોલ્યો : 'આષાઢથી હું અજાણ.' લૂંટાયેલો દેવશર્મા એક પટવાને ત્યાં રાતવાસો રહ્યો ત્યાં વળી તેણે ત્રીજું જ કૌતુક જોયું. પટવો દારૂ પીને આવ્યો ત્યાં તેણે પોતાની સ્ત્રીને શણગરાઈને બહાર જતી જોઈ, એટલે તેને થાંભલા સાથે બાંધી તે સૂઈ ગયો. થોડીવારે એક ઘાંચણ આવી જેણે તેની જગ્યાએ બંધાઈ તેને છૂટી કરી. પટવો જાગ્યો અને થાંભલા સાથે બાંધેલ સ્ત્રીનું નાક કાપી પાછો સૂઈ ગયો. પોતાની જગ્યાએ પટવાની સ્ત્રીને બાંધીને ઘાંચણ પોતાને ઘેર ગઈ. ત્યાં તેના પતિએ કોથળી માગતાં તેણે માત્ર અસ્રો ફેંક્યો. ચીડાઈને ઘાંચજાએ અસ્રાનો તેની પર ઘા કર્યો એટલે 'નાક કાપી નાખ્યું રે !' કહી ઘાંચણે રડારોળ કરી મૂકી. ઘાંચજાને રાજસેવકો શૂળીએ ચડાવતા હતા ત્યાં જઈ દેવશર્માએ દોહરો પૂરો કર્યો :

શિયાળ ઘેટા જુદ્ધમાં, આષાઢથી હું અજાણ;
તેમજ નાપિત પત્નીએ, હાથે વ્હોરી હાણ.

શામળે પટવાને બદલે રજપૂતને મૂક્યો છે, પણ ફેર એટલો જ નથી; તેણે poetic justice ના કારણરૂપ દેવશર્માને જ ઉડાવી દીધો છે. આનું જ નામ કલાની ખાતર કલા ? અને પંચતંત્રમાં છે તે નીતિની ખાતર કલા ? ન જાને.

શામળના કરતાં આગળ જાય છે 'જહાંદારસાહની વાર્તા'નો લેખક. તેમાં તો અનીતિની ખાતર કલા જેવું દેખાય છે. એક બ્રાહ્મણ ચાર વેદ ભણીને ઘેર આવ્યો ત્યારે તેની કુલટા પત્નીએ તેને કહ્યું કે પાંચમો સ્ત્રીચરિત્રનો વેદ ભણીને પછી ઘેર આવો. બ્રાહ્મણ તો ચાલી નીકળ્યો, અને ચાર સ્ત્રીઓએ તેને પા પા વેદ શીખવ્યા. પછીની બધી વાત શામળના જેવી જ છે. આટલા આગળ કરેલા ઉમેરામાં .લેખકનો ચાર અત્યંત બીભત્સ વાર્તાઓ દાખલ કરવા બીજો કોઈ ઇરાદો લાગતો નથી.

ડેકેમેરોનના સાતમા દિવસની આઠમી વાર્તા આને મળતી છે. મને તે આ સર્વમાં શ્રેષ્ઠ લાગે છે. એક સ્ત્રી પોતાના પગના અંગૂઠા સાથે દોરી બાંધી તે બારીમાંથી બહાર લટકતી રાખતી અને તેનો પ્રેમી તે ખેંચતો. એક દિવસ પતિ તે જાણી ગયો અને પોતાના પગે તે દોરી બાંધી દીધી. તે ખેંચવામાં આવતાં પતિ બહાર પ્રેમીની પાછળ દોડયો. અહીં પત્ની જાગી જતાં તેણે અન્ય સ્ત્રીને પોતાની જગ્યાએ ગોઠવી દીધી. પતિએ આવીને તેનો ચોટલો કાપી નાખ્યો અને પછી બાઈના પિયરિયાંને તેડી લાવ્યો. દરમ્યાન પત્ની અહીં ગોઠવાઈ ગઈ હતી અને આ દારૂડિયો કોઇનો ચોટલો કાપી આવ્યો હશે એમ ઠસાવતાં તેને મુશ્કેલી નડી નહિ.

આ પ્રમાણે બીજાં દૃષ્ટાંતો આપી શકાય; પણ હવે હું મારું વ્યાખ્યાન પૂરું કરીશ.

પણ શામળની વાર્તાઓ વિશેનું આ વ્યાખ્યાન પૂરું કરતાં પહેલાં મારે તેના સંબંધમાં વારંવાર દર્શાવવામાં આવતા એ બે અભિપ્રાયોની ચર્ચા ટૂંકામાં કરવી જોઈએ એમ મને લાગે છે. શામળની વાર્તાઓમાં સુધારાનું વાતાવરણ છે અને શામળ મોટો સુધારક હોય એવી મતલબનું પ્રથમ સ્વ. ગોવર્ધનરામે તેમના Classical Poets of Gujarat માં લખ્યું. શ્રી. દી. બ.

ઝવેરીએ આ અભિપ્રાય Milestonesમાં ઉતાર્યો અને ત્યાર પછી શ્રી. મુનશી વગેરે સર્વ લખનારાઓએ તે સ્વીકારી લીધો હોય એમ લાગે છે. પરંતુ શામળનાં પાત્રો નાતજાતની દરકાર રાખ્યા વિના પરણે છે એ શું શામળની પોતાની સ્વતંત્ર કલ્પના છે? તેણે તો જૂના ગ્રંથોમાં જેવું જોયું તેવું લખ્યું. એટલે આ માટેનો યશ કે અપયશ જે કહીએ તે મૂળ સંસ્કૃત લેખકોને ભાગે જાય છે. દશકુમારચરિત, વેતાલપંચવિંશતિ, શુકસપ્તતિ, કથાસરિત્સાગર, પંચતંત્ર વગેરે વાર્તાગ્રંથોમાં જે જાતનું સામાજિક જીવન આલેખવામાં આવ્યું છે, તેવું જ શામળની વાર્તાઓમાં પણ સ્વાભાવિક રીતે જ દેખાય છે. શામળના સમયમાં સંસારસુધારાનો ખ્યાલ ન હતો એ કહેવાની પણ જરૂર નથી. છતાં શામળનાં પાત્રો નાતજાતની પરવા કર્યા વિના અને માબાપની મરજી વિરુદ્ધ લગ્ન કરે છે તેની પ્રશંસા બહુ કરવામાં આવી છે ત્યારે પૂછ્યા વિના રહી શકાતું નથી કે આ સુધારક વીરો અને વીરાંગનાનું વય કેટલું છે? પુરુષનું બાર અને સ્ત્રીનું અગિયાર.

મને લાગે છે કે શામળે તો મુખ્ય ઉદ્દેશ રંજનનો જ રાખેલો. ઊડતો કાષ્ઠનો ઘોડો દાખલ કરીને શામળે વાયુયાનની આગાહી કરી અથવા મોંમાં ગૂટી મૂકવાથી પુરુષમાંથી સ્ત્રી બને છે અને માન-સરોવરમાં નાહવાથી પુરુષત્વ પ્રાપ્ત થાય છે એ પરથી શામળે જાતીય રૂપાન્તરની આગાહી કરી એમ કહેવાના જેવું જ અયુક્ત શામળને સુધારક કહેવો તે છે.

શામળે સ્ત્રીની નિંદા કરી છે તેમાં પુરોગામી જૈન સાધુઓનાં લખાણોની જવાબદારી મને લાગે છે.

આ અને આવા બીજા પ્રશ્નો વિગતવાર ચર્ચા કરવા યોગ્ય છે, પણ હું તો અહીંથી જ અધૂરું મૂકીને મારા ભાષણને પૂરું થયું માનીશ.

# પરિશિષ્ટ ૧

શ્રી. પ્રસન્ન વકીલે આ યાદીના કર્તૃત્વ વિશે શંકા ઉપજાવી છે. તેમણે લખ્યું છે, 'હવે ખરી ગમ્મત તો એ છે કે શામળે આ છપ્પો એની કઈ વાર્તામાં કે બીજે ક્યાં લખ્યો છે તેની કોઈને ખબર જ નથી.' કદાચ આ છપ્પો શામળનો છે જ નહિ. દલપતરામે, હોપ વાચનમાળા માટે કેટલીક કવિતા તો રચી આપેલી, તેમાં શામળાદિ કવિને નામે, પોતે જ કેટલાક છપ્પા રચેલા એવી હકીકત સ્વ. ડૉ. આનંદશંકર ધ્રુવે નોંધી છે. જુઓ દિગ્દર્શન પૃ ૨૭૦, અને ૨૮૨ ની પાદનોંધ. આ છપ્પો હોપ વાચનમાળાની ૭ મી ચોપડીમાં છપાયો છે, બીજે ક્યાંય એનો પત્તો નથી. હોપ વાચનમાળામાં પોતે રચેલાં કાવ્યો, દલપતકાવ્ય ભાગ ૨ માં કવિ દલપતરામે આપ્યાં છે, તેમાં જો કે આ છપ્પો નથી. કવિ, પોતે એ બાબતમાં પોતાનું કર્તૃત્વ પ્રકટ કરવા નહિ ઇચ્છતા હોય.' (બુદ્ધિપ્રકાશ, જુલાઈ–સપ્ટેમ્બર ૧૯૪૩) અહીં અને તે પછીની પંક્તિઓ જે અહીં લીધી નથી તેમાં શ્રી. વકીલ ડૉ. આનંદશંકર ધ્રુવની જે નોંધ ઉપર ભાર મૂકે છે તે નીચે પ્રમાણે છે: 'શામળની એકાદ બે કવિતા નમૂના રૂપે મૂકવામાં બાધ ન હતો, પણ આમાંનાં કેટલાંક નવાં રચીને મૂકયાં છે.' આ પાદનોધ જે લખાણ માટે મૂકવામાં આવે છે તે નીચે પ્રમાણે છે: 'વળી, પ્રાચીન ગૂજરાતી કવિતાને પણ જૂની હોપ વાચનમાળામાં અન્યાય થાય છે. અને તેથી* "અગમ્ય પરીક્ષા," "સમસ્યાપૂર્તિ" "દ્વિઅર્થી દોહરા" અને "અન્તર્લાપિકા" જેવાં ટૂંકી લીટીનાં ગદ્યને કવિતાને નામે આગળ ધરી કવિતાના ઉચ્ચ નામને અપમાન કર્યું છે.' અહીં ડૉ. ધ્રુવે શામળના નામે દલપતરામે કવિતા લખીને મૂકી છે એવો અર્થ નીકળી શકતો નથી. તેમણે 'તેથી' આગળ ફૂદડી મૂકી નીચે નોંધ મૂકી છે એટલે 'આમાંનાં કેટલાંક' એટલે 'તેથી' ની પછી ગણાવેલાં એમ સમજી શકાય. ૨૭૦ મા પૃષ્ઠ ઉપર 'શિવપુરાણ સમર્થ' વગેરે પંક્તિઓ આપી છે તે ઉતારીને તો ડૉ. ધ્રુવે આટલું જ લખ્યું છે: 'એ

પંક્તિઓ પણ વાચનમાળામાં!!!' આવી ગણચિન પંક્તિઓને કવિતાના નમૂના તરીકે મૂકી છે તે સામે ડૉ. ધ્રુવની ટીકા છે, તેના કર્તૃત્વના સંબંધમાં નહિ. આમાંની શામળના ગ્રંથોની યાદી જ છે, કાવ્ય નથી. તેની સામે વિરોધ બતાવવો એ બરાબર છે. પણ આ યાદીની પહેલાં જ શામળનો જે પરિચય આપ્યો છે તે પંક્તિઓ પણ સુડાબહોંતેરીની સોળમી વાર્તામાંથી જ છે. કેટલીક બીજી વાતોમાં પણ આવે છે અને આવો પરિચય તો એકંદરે ઘણી વાર આવે છે; એટલે તેના કર્તૃત્વના સંબંધમાં શંકા દર્શાવવી તે યોગ્ય નથી.

ઉપર દર્શાવ્યો તેવો અભિપ્રાય પોતાનો હોવા છતાં એવી શામળની એકાદ બે કવિતા નમૂના રૂપે હોય તો પણ ડૉ. ધ્રુવ ચલાવી લેવા તૈયાર છે, પણ એ જાતની નવી બનાવેલી નહિ. આટલો જ હેતુ ડૉ. ધ્રુવના લખાણનો મને લાગે છે. આ કાવ્ય ઉપર દર્શાવ્યું તેમ 'સુડાબહોંતેરી' ની સોળમી વાર્તાના અંતે આવે છે અને દલપતરામે ત્યાંથી લઈને તે હોપ વાચનમાળામાં મૂક્યું છે. પણ જ્યારે તેમને આમ કહેવામાં આવે છે ત્યારે તેના જવાબમાં શ્રી. વકીલ આથી ઊલટું જ માને છે. તેમણે ઉપર દર્શાવેલા જ ત્રૈમાસિકના અંકમાં આગળ જતાં લખ્યું છે : 'શામળના કહેવાતા એ છપ્પાનું પાઠાંતર શ્રી. નટવરલાલ દેસાઈ માર્કંડેયપુરાણના પ્રાસ્તાવિક નિવેદનમાં નોંધે છે, તેમાં મુખ્ય ફેર છેલ્લી પંક્તિ 'વાયુને વશ છે તરણુ, તેમ શામળ કવિએ કરી' ને બદલે "પ્રાસ્તાવિક ગ્રંથ રચ્યા ઘણા શોભા એ શામળ તણી" છે. આ પાઠાંતર સુડાબહોંતેરીનો તેમની પાસે ઈ. સ. ૧૮૭૬ અને ૧૮૮૭ લીધેલી પ્રત છે તેમાં સોળમી વાર્તામાં છે ...શ્રી. દેસાઈ, મને તા. ૨-૨-'૪૩ના ખાનગી પત્રમાં જણાવે છે કે આ પાઠાન્તરવાળો છપ્પો પણ શામળનો લાગતો નથી કદાચ ગુમાન બારોટ કે કોઈ બીજાએ પાછળથી ઉમેર્યો હોય. એમની પાસેની લીધેલી પ્રત દલપતરામના ઉત્તર વયની છે તો એના સંપાદકોએ કવિ દલપતરામરચિત છપ્પો જ શામળકૃત માની છાપ્યો નહિ હોય ?

શ્રી. નટવરલાલ દેસાઈ પાસેની સુડાબહોંતેરીની લીથો પ્રત પૂર્વેની ૧૮૭૫ ની હોપ વાચનમાળાની સાતમી ચોપડીની છઠ્ઠી આવૃત્તિ ગુ. વ. સો. માં છે, તેમાં એ છપ્પો પૃ. ૧૪૨ ઉપર છે તે પહેલાંની પણ એક આવૃત્તિ ત્યાં છે જેનાં શરૂઆતનાં પાનાંઓ ફાટી ગયાં હોવાથી તારીખ જાણી શકાતી નથી. એટલે એ લીથો પ્રતમાં એ છપ્પો પ્રક્ષિપ્ત હોવાનો સંભવ હું કલ્પું છું તે નિરાધાર નથી એ સમજાશે.' મારા કામ માટે છેલ્લી લીટીના પાઠાંતરની ચર્ચામાં ઊતરવાની જરૂર નથી, પણ મેં એ જ પાઠ સ્વીકાર્યો છે તે તો વાચકો જોઈ શકે તેમ છે શામળનો જ આ છપ્પો છે તેના સમર્થનમાં ૧૮૭૫ પહેલાંની કોઇ સુડાબહોંતેરીની નકલ રજૂ કરવામાં આવે તોપણ જો તે વાચનમાળાની પ્રથમ આવૃત્તિ કરતાં જૂની ન હોય તો શ્રી. વકીલને તે સ્વીકાર્ય બની શકે નહિ, નહિ તો સુડા-બહોંતેરીની આવૃત્તિ અમદાવાદ મધ્યે યુનાઈટેડ કંપનીએ પોતાના પ્રેસમાં ૧૮૬૩ ઈ. સ માં છાપી તેની સોળગી વાર્તાને અંતે પણ પંક્તિઓ મળે છે ખરી. માટે તે દૃષ્ટિથી આનો વિચાર કરીએ. હોપ વાચનમાળા રચવા માટે ઈ. સ. ૧૮૫૮માં કમિટી નીમવામાં આવી હતી; અને તેણે વાચનમાળા તૈયાર કરી પુસ્તકો પ્રકટ કરવા માંડર્યા, તે પ્રમાણે ૧૮૬૧ માં ૭મી ચોપડી છપાઈ જેમાં આ છપ્પો છે; એટલે તેની પહેલાંના સમયની સુડાબહોંતેરીની હાથપ્રતોમાં આ પંક્તિઓ છે કે નહિ તે જોઈએ. તો ગુજરાત વર્નાકયુલર સોસાયટીના સંગ્રહની નં. ૧૦૭ ની હાથપ્રતમાં ૧૬ મી વાર્તાને છેડે અને નં. ૬૬૨ માં ૧૪ મી વાર્તાને અંતે છે. નં. ૧૦૭ની હાથપ્રત લહિયા ગોવિંદરામની લખેલી છે અને લહિયા ગોવિંદરામ પાસે ગુ. વ. સો. એ ઈ. સ. ૧૮૫૧ માં લખાવેલી અનેક હાથપ્રતોમાંની તે એક છે. નં. ૬૬૨ ની હાથપ્રત અક્ષરોનો મરોડ ભાષા તથા કાગળો જોતાં ઘણી જૂની લાગે છે. તેમાં જે લખાણ છે તેને જ મળતું લખાણ ફાર્બસસભાની સુડાબહોંતેરીની ૧૪ મી વાર્તાને અંતે છે.

## પરિશિષ્ટ ૨

Sybarites સાથે સરખાવો :—

### કોમલાંગી

દેરાણી જેઠાણી ખાંડે ધાન, મેં સાંભળ્યું'તું કાને કાન.
મારા પિયુને પૂછું એમ, જાર ખાય ઈ જીવે કેમ!

મેં ચૂંટી ચંપાની કળી, દસ મહીને પેચૂંટી ટળી.
મારા પિયુને પૂછું એમ, ખડ વાઢે ઈ જીવે કેમ!

મારે માથે ફૂલનો દડો, મેં જાણ્યું પાણીનો ઘડો.
મારા પિયુને પૂછું એમ, પાણી ભરે ઈ જીવે કેમ!

હું સૂતી'તી કમળ પથાર, કમળ પથારથી લપસ્યો પગ.

ભોંયે પડયાં ભંભોલો પડયો,
મારા પિયુને પૂછું એમ, મોજડી પેરે ઈ જીવે કેમ!

ખડી સાકરનો શેરો કર્યો, સાત ફેરા મેં ઘીમાં તળ્યો,
તોય મુજને ગળે રીયો.

મારા પિયુને પૂછું એમ, ખીચડી ખાય ઈ જીવે કેમ!
મેં પે'ર્યાં'તાં હાર ને ચીર, તોય મારાં છોલાણાં ડીલ.

મારા પિયુને પૂછું એમ, જાડાં પે'રે ઈ જીવે કેમ!
હાથમાં દોર દોડયા જાય. ખંભે ધોસરૂં તાણ્યા જાય.

મારા પિયુને પૂછું એમ, ગાડાં હાંકે ઈ જીવે કેમ!

(રઢિયાળી રાત, ભા-૪—**શ્રી. ઝવેરચંદ મેઘાણી**)